# શિરસ્તેદાર.

૧૧૦૭

મૂળ મરાઠીમા

વિનાયક કોંડદેવ ઓક કૃત

તેનુ

ગુજરાતી ભાષાંતર.

કરનાર

## કાનોજી જયરામ.

મુંબઈ:

"ઈન્ડિયન પ્રિંટિંગ" છાપખાનામાં છપાણી.

સન ૧૮૮૨.

મા આક્ત મુજબ નોંધેલ

# જાહેર ખબર.

---

નીચે લખેલી ચોપડીઓ અમારી કરેલી તે મુંબઈમાં બાહ
કોટ કાળકાદેવી ઘર નં. ૨૯ માં રોકડી કીમતથી મળશે.

સંયોગજન્ય રોગ ... ... ૧—૧૨—૦ પો. ૨ આના

શિરસ્તેદાર ... ... ... ૦—૬—૦ પો. અર્ધો આને

૧૯૨૨

૨૦૦૭

# પ્રસ્તાવના.

આ કલ્પીત વારતા મરાઠી ભાષામાં પ્રસિદ્ધ ગ્રંથકાર રા. રા. વિનાયક કોંડદેવ ઓક એઓએ રચેલી, તે એક લબાડ અને લાલચુ શિરસ્તેદાર તુરંગમાં પોતાની ચાલનુ ફળ ભોગવતાં કરેલાં કૃત્ય બદલ પશ્ચાતાપ કરીને પોતાનાં ઉદાહરણથી દેશબાંધવોને પોતાના કર્મની કહાણી કહે છે એવો આનો ભાવાર્થ છે. (શિરસ્તેદાર) આ વારતા લખવામાં ઓક મજકુરનો હેતુ એટલોજ કે શિરસ્તેદાર લોકો પોતાની ખંધાઈથી લાંચ લઈ ન્યાયનો અન્યાય અને અન્યાયનો ન્યાય કરવાને બેહદ ઉન્મત્તાઇપણું જે વાપરેછે, તેઓને અજવાળામાં બરાબર લાવી તેમને જગાડવાનો છે; અને તેઓના વર્તણુકથી ગરીબ લોકોનેજ દુઃખ ભોગવવા પડે છે. તે સરકારના કાન ઉપર નાખી કંઈ નિવારણનો ઉપાય થાય તેમ કરવા તેનો હેતુ છે. વારતાનો ગુજરાતી ભાષામાં પણ ભાષાંતર કરતાનો એ છે તે આ જગોએ કેહેવાની કાંઈ જરૂર નથી.

મરાઠીમાં આ વારતા ઓક મજકુરે સન ૧૮ સાલમાં લખી તૈયાર કરી મેહેરબાન દક્ષિણા પ્રાઈ તરફ મોકલેલી તે એવણને પસંદ પડવાથી મી૦ એ ઈનામ મળ્યું હતું.

આ પુસ્તક મરાઠીમાં બાહાર પડયું. ત્યારે ઘણા દાર મરાઠી વર્તમાન પત્રોમાં ટીકા કરી, તેમાં કેટલ ારોનો એવો દુરાગ્રહ પડયો કે આમા વરણેલા ારો હાલમાં દેખવામાં આવતા નથી તેથી આવ ર નોહતી, શીવાય જેઓ સમજુ હતા તેઓ કહ્યું કે એવા શિરસ્તેદારો હાલમાં ઘણા સાહેબ લોકમાં એવાં નથી ? અને છે ના દોષ કાઢવો એમાં શું ફાયદો છે વાસ્ત

લોકોમાં એવા માણસો નથી એવુ મી૦ એકે કહેલું નથી તેમ હવે પછી કહેવાના પણ નથી. કેમકે આ પુસ્તકનું નામ શિરસ્તેદાર એવું છે, તો તેમા શિરસ્તેદાર શીવાય બીજાનું નામ નજ આવવું જોઈએ; સાહેબ લોકોનો સંબંધ આ પુસ્તકમાં લાવવાનો હોત તો એનું નામ શિરસ્તેદાર એવું નહી રાખતાં કાંઈ બીજુંજ નામ રાખવાની જરૂર પડત.

મરાઠી પ્રસીદ્ધ માસીક ચોપાનીઉં વિવિધ જ્ઞાન વિસ્તારમાં શિરસ્તેદાર પુસ્તક વિશે અભીપ્રાય આપેલા છે, તેમાં આ ચોપાનીઆના વિદ્વાન એડીટરે છેવટ એવું લખ્યું છે કે આનું ગુજરાતી તથા હિંદીમાં ભાષાંતર થાય તો તેથી ઘણો ઉપયોગ થશે. આ સુચનાનો તાત્કાળ ઉપયોગ થઈ બેઉ ભાષામાં ભાષાંતર કરવા કેટલાકોએ ( મરાઠી ) ગ્રંથકારની પરવાનગી માગી તે પૈકી હીંદી ભાષાંતર કરવાની હંદુર શાળા ખાતાના ... ાહસ્થને આપી. અને ગુજરાતીમાં ભાષાંતર કરવાને પ્ર- ... થકારે પ્રયત્ન કર્યો.

ભાષાની ખૂબી બીજી ભાષામાં લાવવા કેટલીએક ...ુશ્કેલ પડેછે. પરંતુ આ ભાષાંતર બને તેટલું સરલ ...ી રાખ્યા નથી. કોઈ માણસ બન્ને પુસ્તકો સાથે સર- ...શે તો તરત માલમ પડશે.

...ાંતર લખ્યા પછી મુંબઈની ગુજરાતી નિશાળોનાં ...જ્યુકેશનલ ઈન્સપેકટર મી૦ મણીલાલ નભુભાઈ ...એઓએ મેહેરબાની કરી તપાસ્યું તેથી તેમનો આ ...ાર મોટો ઉપકાર માનેછે. તેમજ રા૦ વિનાયક ...એઓએ મોટી ઉદારતાથી અને મેહેરબાનીથી ...ેદાર ગ્રંથનું ભાષાંતર કરવા પરવાનગી આ... ...ાષાંતર કરતા ઉપકાર માનેછે.

**કાનોજી જય**

# શિરસ્તેદાર. ૨૭૦૭

## ભાગ પેહેલો.

હે પ્રિયજન, હું આ જગતની દરેક બાબત વિષે હવે નિરાશ થઈને મોતનો માર્ગ અંગિકાર કરવા "રાહ જોતો" બેઠોછું. મોત ક્યારે આવશે અને મને તે આ લજ્જા યુક્ત જીવતરમાંથી ક્યારે છુટો કરશે, એનો વિચાર થઈ પડયોછે. હું આત્મ હત્યા કરવાને તૈયારછું, પરંતુ આ કેવી દૈવની ગતિકે, જુઓ, આત્મ હત્યા કરવાનું સાધન પણ મને મળતું નથી! દોસ્ત, મોત જેવો ભયંકર બીજો કોઈ દુશ્મન રૂપ નથી અને તે કયારે આવે એનો ભરોસો પણ નથી; તે ટાળવાને પ્રાણી માત્ર પ્રયત્ન કરતાં રેહેછે, એવું જે અત્યંત દ્વેષ મોત, તેજ માત્ર મને હવે પરમ પ્રિય લાગેછે. એવું છતાં પણ મને હત્ત ભાગ્યને તે (મોત) પ્રાપ્ત થતું નથી. હાય હાય! શું કરૂં; જગત કર્ત્તા ઈશ્વર જેમ રાખે તેમ રહેવું. હવે મારી જે આ દુર્દશા થઇછે તેને સારૂ મારાથી કોઈને પણ દોષ દેવાયકે? ના, ના, નજ દેવાય. મારી જે આ અવસ્થા તે મેં મારે હાથેથીજ કરી લીધેલીછે. હશે, હવે જે થયું તે થયું, તેનેવાસ્તે કશો ઈલાજ નથી- તથાપિ જે મોહ પ્રાપ્તિએ મને આ યમ-સદનમાં નાંખેલોછે તે તરફ જોઇને તમો કોઈ ફસાતાના, તથા ·ખના દરિઆમાં ડુબતાના એવી મારી નમૃતા પૂર્વક અરજછે. ' આ મારા કર્મની કથા હું તમારી પાસે નિવેદન કરૂંછું, તે ધ્યાન સાંભળો અને હુશીઆર થાઓ એટલીજ મારી વિનંતીછે.

ાને એવું લાગશે કે, પ્રથમ હું મારૂં કુળગોત્ર, ગામ, નામ શ, અને પછી આગળની વાતો એક પછી એક કહીશ; પરંતુ

હે મિત્ર, બળી ગયું મારૂં નામ અને ગોત્ર! તેની શી જરૂર? તે વગર કાંઈ અટકી રહેલું છે કે? મિત્ર "માન કહીએ જનમાં, અપમાન કહીએ મનમાં." મને મારૂં નામ ગામ કહેવાને કાંઈ શરમ લાગતી નથી કારણ કે મારૂં જે થવાનું તે થઈ ચુકેલુંછે. આ દુઃખકારક જે કારાગ્રહ તેમાંથી તો ખરેખાત હું જીવંત બાહાર નીકળવાનો નથી; લોકો મને ગમે તે પ્રમાણે ગણે તેથી મારૂં સારૂં નરસું શું થવાનું છે? પરંતુ કેમ કરૂં? મારા સગાંવાહાલાંની દયા આવવાથી તે વિષે મારાથી કાંઇ બોલાતું નથી. જો હું મદાંધ થયો, મે લાંચ લીધી, મેં અનન્વિત કર્મો કર્યાં, હું પરમેશ્વરને ભુલી ગયો, તેનું ફળ હવે હું ભોગવુંછું તે બરાબર છે. પણ તે બીજાને શા શારૂ ભોગવવું પડે? જુઓ, દુનિઆની રીતી કેવી વિચિત્ર છે! મારી આ દુર્દશાનેલીધે મારા સર્વે કુળને કલંક લાગ્યું, એવું લોકો સમજેછે. મંડળીમાં મારી વાત નિકળે એટલે મારા આપ્તવર્ગને શરમાવું પડેછે! જુઓકે, પાપ કરનારો જુદો છતાં, તેનું ફળ બીજાને કેમ ભોગવવું પડેછે! હશે; હવે હું પોતાનું નામ ગામ ન કહેતાં હું જ્યારથી સમજવા લાગ્યો ત્યારથી બનેલી મુખ્ય મુખ્ય વાતો કહેવી શરૂ કરૂંછું. તે તરફ કૃપા કરી લક્ષ આપજો.

હું જાતતો બ્રાહ્મણ છું. મારો પીતા ઘણોજ ગરીબ હતો. શરાફના ધંધામાં ઘણી મહેનતે તે ઘણાજ થોડા પૈસા પેદા કરી શકતો તેના ઉપર જેમ તેમ કરી સર્વે કુટુંબનું ગુજરાન ચાલતું હતું. અમારા ઘરમાં રોટલા શાક શિવાય બીજો કોઈ જાતનો પદાર્થ ખાવામાં આવતોજ નહીં. પાઘડી એકજ હતી; તે એક વખત દસેરાના દાહાડે બાંધવામાં આવે એટલે આખું વર્ષ તરફ નિધા કરવાની જરૂર પડતી નહોતી; તેમજ જુનું એ અંગરખુ (ડગલો) તે કોઈકજ વખતે લગ્નમાં કે તેહેવારના વસે પહેરવામાં આવતું; અમો છોકરાંઓનાં શરીર ઉપ હોય યા નહીં હોય; બાયડીઓએતો દાગીના પેહેરવાની બા .

લીધી હતી ; દિવસ આથમ્યા પહેલાં વાળુ કરી લેવાની ચાલ રાખી હતી, કારણ અંધારામાં જમવાનું થાયતો તેલનો ખર્ચ થાય ; હું સરકારી સ્કુલમાં ફ્રીસ્ટુડંન્ટ (મફત ભણનારો) હતો ; આ પ્રમાણે અમારી ઘર સંસારની હાલત હતી. મારા પીતાને કોઈ વખત કાંઈ વધારે પૈસા મળી આવેતો, તેઓ આડો અવળો ખર્ચ કરવામાં વાપરતા નહીં ; કારણકે તેઓને તે પેદા કરવાને ઘણી મેહેનત પડતી હતી. જે પૈસો કમાવાને માણસને અતિકષ્ટ પડેછે તે અમસ્થો ખરચાતો નથી ; તેમજ પૈસો હાથમાં આવવાને કેટલી મહેનત કરવી પડેછે એ જેઓના જાણવામાં નથી અને અંગ મહેનત કર્યાવિના જેઓને ત્યાંહાં પૈસાનો વરસાદ વરસેછે તેઓ ઘણા ખરા અવિચારી અને ઉડાઉ જાગેછે; એવો સાધારણ નિયમ છે. આવા દાખલા જોવાને ઘણે દુર જવાની કાંઈ જરૂર નથી; પ્રથમ અતિદરિદ્રી છતાં જેણે સ્વકૃતથી હજારો રૂપીઆ પેદા કરેલાછે તે અને તેનાં છોકરાંના સુખ તરફ તથા ખરચ તરફ જરા લક્ષ લગાડી જોશો તો બસછે.

મારા અભ્યાસ તરફ મારા પીતાનું ધ્યાન વધુ ખેચાતું. તેથી કરી મને જલદી લખતાં વાંચતાં તથા ગણિત કરતાં આવડવા લાગ્યું. જ્યારે મને સોળમું વર્ષ બેઠું, ત્યારે મારા પીતાએ મને મુલકી પરીક્ષાનો અભ્યાસ કરવાનું કહ્યું. બીજા વિષયો મને ઘણા ખરા આવડતા હતા; પણ જમા ખર્ચના કામમાં મારી અક્કલ બિલકુલ ચાલતી નહોતી. તેથી આવાત મેં મારા પીતાને કહી, ત્યારે તેઓએ મને કહ્યું કે “ તારાથી થાય એટલું તું કર; કાંઈ ખામી પડી જાય તો આપણો વસીલદાર યજમાન દફતરદાર છે; તેની મારફત કાંઈ સંધાણ લગાડશું. વળી પાંચ પચાસનો ખર્ચ થાયતો તજવીજ કરીશું; પરંતુ આ વર્ષ પરીક્ષામાં પાસ થવુંજ જોઈએ ” એવું સાંભળી મને ધીરજ આવી, અને તૈયારી કરી હું પરીક્ષા આપવા ગયો. ત્યાં જોયું તો જે જમા ખર્ચની બાબતમાં હું સારી પેઠે જાણતો હતો તેજ બાબત ત્યાં

પુછવામાં આવી; તેના જવાબ મેં બરાબર કહ્યાથી હું પાસ થયો. આ બાબતમાં મારા પીતાને કોઈ પાસે આજીજી કરવી પડી નહીં, તેમજ કાંઈ ખર્ચ પણ થયો નહીં.

આ પ્રમાણે મારી પરીક્ષા પાસ થયા પછી નોકરી મેળવવાનો ઉદ્યોગ હું કરવા લાગ્યો. મેં મારી તમામ હકિકત લખી કલેકટર સાહેબ પાસે એવી અરજ કરી કે "અમુક મામલેદાર કચેરીમાં રૂપીઆ ૧૫ની તથા અમુક હજુર કચેરીમાં રૂપીઆ ૧૦ના પગારની એવી બે જગા ખાલી છે, તેમાંથી એક મને મળવી જોઇએ" એ પ્રમાણે પહેલી અરજીને એક માસ થયો, છતાં કાંઈ જવાબ ન મળ્યો ત્યારે મારા પીતાએ દફતરદાર પાસે જઈ હકીકત કહ્યાથી તેગૃહસ્થે જવાબ આપ્યો કે, ઠીકછે, છોકરાને કહીને બીજી એક અરજી અપાવો એટલે મારાથી બનસે તેટલી મહેનત કરીશ. તે પ્રમાણે મેં પાછી બીજી અરજી દાખલ કરાવી; પણ જેવી રીતે પ્રથમ થયેલું તેવીજ રીતે થયું. જવાબ મળ્યો નહીં. ત્યારે મારા પીતાને ઘણુંજ ખરાબ લાગવાથી વળી એકવાર દફતરદાર પાસે તેઓ ગયા. તે વખતે તેઓ કાંઇ કામમાં હતા તોપણ તેમના તરફથી એવો જવાબ મળ્યો કે, "હું હમણાં જરા કામમાં છું સાંજરે આવજો; જો હું ઘરમાં હોઇશ તો ઠીકજ છે; નહીંતો તમારા કામનો નિકાલ આ ગિરધર લાલજીને કહી રાખીશ; તેઓને મળજો એટલે થયું." મારા પીતા ઘણાજ ભોળા હતા. તેઓ આ ખિસું તર કરવાની વાત સમજ્યા નહીં. અને સાંજરે દફતરદારને ઘેર ગયા; પણ દફતરદાર તો બાહાર નિકળી ગયા હતા; અને ગિરધર લાલજી ઓટલા ઉપર બાહાર બેઠા હતા. તેઓને મારા પીતાએ જયગોપાલ કહેતાંજ તેઓ ઉઠી ઉભા થયા; અને મારા પીતાનું કાંડું પકડી એકતરફ લઈ ગયા; અને કાનમા વાત કરી કે, "દવા લીધાવિના કોઈ પણ દરદી સાજો થાયછે કે? દેવને પણ ચપટી ચોખા નાખ્યાવિના ફળ મળતું નથી. આપણે ગમે તેવા તોય સંસારી લોકો છઇએ! થોડી ઘણી તજવીજ ક-

રજો એટલે તમારૂં કામ કાલે ફતેહ થશે. નાહક ખાલી આવ-જાવ કરવામાં શું વળવાનું છે" સારૂં, એવું સાંભળીને મારા પીતાયે કહ્યું કે "મુખ કેટલીક છે"? તેનો જવાબ લાલજીએ મોઢેથી નહીં દેતાં, એક આંગળી ઊંચી કરી દેખાડી. અમો ઘણા ગરીબ છઇએ ઇત્યાદિ નમ્રતાની વાતો મારા પીતાએ તેમને કહી; તેના જવાબમાં લાલજીએ ચોખ્ખો જવાબ આપ્યો કે, "નાહક ગડબડની જરૂર નથી! મામલેદાર (વહીવટદાર) કચેરીની ૧૫ પંદરની જગો જોઇએ તો, સાઠ (૬૦) છોડવા પડશે; અને હજુરની દશની લેવી હોય તો ૧૫૦ (દોઢસો) છોડવા પડશે; એમાં એક પૈ કમી થવાની નથી. શું મરજી છે તે કહો. અને તે પ્રમાણે લાવી આપજો, એટલે નિમણુક કરવાનો હુકમ તૈયાર છે; નાહક તસદી આપવાની જરૂર નથી. જુઓ તમોને કહીએ તો ખોટું લાગશે. આ હજુરની જગો સારૂ આત્મારામ પંત બસેં લઈ હાથ જોડીને ઉભોછે; પણ તમારો અમારો અસલથી ઘરોબો છે તેથી તમોને તમારી શક્તિ પ્રમાણે દોઢસો કહ્યા છે! સમજ્યા કે? હા કહી જો વિચારમાં આવતું હોય તો બોલો એટલે તે પ્રમાણે રાવસાહેબને જાહેર કરવું ઠીક પડે." મારા પીતાએ એવો વિચાર કર્યો કે, હજુરની જગો સારૂ ઝાઝો ખર્ચ પડેછે ખરો; પરંતુ તે મળેતો છોકરો સુખી થાય અને આજેજ ઘર છોડવાની જરૂર ન પડે, એ એક કારણ, અને બીજું, છોકરો હુશીયારીથી સાહેબ પાસે કામ કરવા લાગે એટલે તે તેને ખુશીથી ચડતા દરજાની જગો આપતા જશે, તથા અમારૂં કલ્યાણ થશે. આ પ્રમાણે વિચાર થયાથી સાંજના મારા પીતાયે રૂપીયા ૧૫૦ (દોઢસો) લઈ ગિરધર લાલજીના હસ્તક કર્યા, અને બનેલી તમામ હકિકત મને કહી.

બીજે દહાડે દસ વાગે કલેકટર સાહેબની કચેરીમાંથી મને તેડું આવ્યું. હું ત્યાં ગયો. દફતરદારે મને સાહેબ પાસે ઉભો કર્યો. અને સાહેબને કહ્યું કે "હજુરની ખાલી થયેલી જગો

ઉપર દાખલ કરવાને આ માણસ યોગ્યછે; આ પરિક્ષામાં પાસ થયેલા છે; એના અક્ષર ઘણા સારાછે, બુદ્ધિવાન છે, તેમજ એની સારી ચાલ વિષે ખુદ મારી ખાત્રીછે. બીજા એક બે અરજદાર આ જગો સારૂ ઉમેદવાર છે, પણ તે પૈકી એક જણને આંખે સારૂં દેખાતું નથી, તેમજ બીજો કાંઈ કામમાં શેરાન કમીટ થઈ ડામીજ થયેલા છે. આ ઉમેદવારને તે પ્રમાણે કાંઈ એબ નથી. હવે સાહેબની નજરમાં આવે તે ખરૂં." એવું સાંભળી સાહેબે કહ્યું "ઠીકછે, એને નિમ્યાનો હુકમ આપો." એટલા શબ્દ ફક્ત કાને પડતાંજ, હુકમ લખ્યા કેવળ તૈયાર કરી રાખ્યો હતો, તે સાહેબના ટેબલ ઉપર રાખ્યો; તેના ઉપર સાહેબની સહી થઈ એટલે મને આપ્યો. તે લીધા પછી હું ફર્સ્ટ આશિસ્ટંટ કલેકટર સાહેબની કચેરીમાં જઈ કામ ઉપર દાખલ થયો. આ પ્રમાણે હું કારકુન બન્યો.

મને કારકુનની જગો મળવાને ઉપર કહેલી રૂપીયા દોઢસોની રકમ બસ થઈ એમ સમજતા ના. આ રકમથી તો ફક્ત દફતરદારના આત્માની તૃપ્તિ થઇ. પરંતુ હજુરની નોકરી મળ્યા બદલ મેજબાની આપવા સારૂ અમારી કચેરીના શિરસ્તેદારે તથા બીજા કારકુન મંડળે મને ઘણોજ રેચ દીધાથી તેઓને મેં એક મોટી મેજબાની આપી; તેનો ખર્ચ આસરે ૬૦ (સાઠ) રૂપીયાનો થયો. અને બેઠક વાળીને રાત્રે ગાવા સારૂ વિશ રૂપેયાનો ખર્ચ કરવો પડયો તે જુદોજ. આ વિષે મારા પીતાને ઘણુંજ ખરાબ લાગ્યું; પણ તેની મને જરાય ફિકર થઈ નાહિં; કારણકે હવે થોડા દિવસમાં આપણે શિરસ્તેદાર થઇશું અને આ સર્વે ખર્ચનું સાટું એકદમ વાળી લઈશું, એવી મને ઘણી ઉમેદ થઈ હતી.

અમારી કચેરીમાં સર્વે કામ મરાઠીમાં ચાલતું હતું. સાહેબના હાથ નિચે અમો બધા ત્રણજણજ હતા. તેમાંથી શિરસ્તેદારનો રૂપીયા ૩૦ ત્રીસનો પગાર હતો; અવલકારકુન રૂપીયા ૨૦ ના પગારનો હતો; અને ત્રીજો હું મને બીજા કારકુનનો ઓધ્ધો

અને દશનો પગાર હતો. અમારો સાહેબ ઘણો ઉસ્તાદ હતો. તેના હાથ નિચેના શિરસ્તેદાર લાંચ લે છે એવું તે જાણતો હતો, અને તેટલા માટે તે ઘણી સાવચેતી રાખતો, પરંતુ શિરસ્તેદાર એવો પક્કો માણસ હતો કે આખાં કોળાંને કોળાં ગળી જાય; અને સાહેબ પાસે પોતે કેવળ અજાણ્યો થઈ નિષ્પક્ષપાતિપણું દેખાડતો. શિરસ્તેદાર લાંચ લેતો એ વાત અમારા જાણ્યા બાહાર નહોતી; તે અમો સર્વે જાણતા હતા. અમોને એ બાબત ઘણીજ ખરાબ લાગતી હતી, પરંતુ એ ખરાબ શા સારૂ લાગતું હતું? લોકો ડુબેછે અને અન્યાય પ્રસરેછે, એટલા સારૂજ નહીં પણ આને જે પ્રમાણે પૈસા મળેછે તે પ્રમાણે અમોને કાંઈ મળતું નથી તેથીજ બીજું કાંઇજ નથી. સાહેબની તથા અમારી કોઇ કોઈ વખત એકાંતમાં મુલાકાત થતી હતી; તોપણ શિરસ્તેદારવિષે તેના પાસે એક શબ્દ પણ બોલાતો નહીં. કારણ કે અમો ચુગલી કરીએ છઈએ એવું જો તેના (શિરસ્તેદારના) જાણવામાં આવે, તો તે સાહેબને આડું અવળું સમજાવીને અમને કોઈ મામલેદારના હાથ નિચે ફેરિસ્તના કામઉપર કયારે મોકલી આપે એવી અમને પૂર્ણ દહેશત રહેતી હતી. શિરસ્તેદાર આજારી હોય અને પહેલો કારકુન બીજા કામમાં ગુંથાયેલો હોય તો શિરસ્તેદારનું કામ કરવાની મને તક મળતી, તે વખતે જો એકાદ તકરારી કામ આવેલું હોય, તો મને વર્ષ છ મહિનાના પગાર જેટલું મળી આવતું. પણ એવા પ્રસંગ ઘણાજ થોડા આવતા; કારણ તકરારી પ્રકરણો કયાંછે, અને તે કયારે નિકળવાનાં એ બાબત શિરસ્તદારના જાણ્યા બાહાર નહોતી, તેથી એવા પ્રસંગે તે બિમાર અને અશક્ત હોય તોપણ પોતાનું ગજવું ભરવાના હેતુથી જાણી બુઝીને કચેરીમાં આવતો હતો.

ચોમાસાના દિવસમાં સ્વારી સદર સ્ટેશન કરે ત્યારે તેટલી મુદતમાં અમોને પગારના પૈસામાંથી ખર્ચ કરી સર્વે જણસ વેચાતી લેવી પડતી. પગારમાંથી એક પૈસો પણ સીલક રહેતો

નહોતો. પહેલી તારીખ ક્યારે આવે અને અમને પગાર ક્યારે મળે એવું થતું હતું. પણ અક્ટોબર માસમાં સાહેબની સ્વારી બાહાર નિકળી એટલે અમે રાજા જેવા! આ આઠ માસમાં અમને પગારની આડવણ, બીલકુલ થતી નહોતી. એકાદ ગામડામાં જઈ ઉતારો કર્યો કે પટેલ તળાટી અમારા ઉતારા ઉપર આવવાનાજ! પછી શું પુછવાનું! અમે હજુરનું મંડળ! ઘાસ, બાણ, ચારકણું, શાક, દુધ, દહી, શેરડી, કેરી, ફણસ; ઇત્યાદિની કાંઈ ખામી ન રહે. જે જોઈએ તે તૈયાર મળતુંજ! કોઈપણ વાતની કમી નહોતી. વધારે તો શુ કહું, પણ અમારા શિરસ્તેદાર સાહેબને દર ગામમાં ગયા પછી નવી નવી કંચની મેળવવાની ગરજ પડતી હતી તે સુધ્ધાંત પણ, મળવાની અડચણ પડી નથી! એટલુંજ નહીં પણ તેને સારૂ પૈસા બેસતાજ નહીં, આ વાતની બરદાસ રાખવાને સારૂ પટેલ તળાટી પંડે મહેનત કરતા; સર્વે વસ્તુઓનો અમે યથાયોગ્ય ઉપભોગ લેતા, અને પૈસા પાછલથી આપવાની ગપાં હાંકી બીજે ગામ નિકળી જતા. તેમાં કોઇ હઠિલા નિકળે તો રૂપીયે ચાર આના ફેંકી દઈ તેને હંકાવી કાઢતા, એવો વહિવટ હતો. આપ્રમાણે કર્યાથી પટેલ તથા તળાટીને પાંચ પચીસ રૂપૈયાનું આંધણ બેસતું. તોપણ તેઓ એમ સમજતા નહોતા કે પોતાને નુકશાન થાયછે, કારણ કે અમે જે હજુરનું મંડળ તેની હજુર પોતાને વર્ષમાં સો વખત જવું પડેછે, અને પોતાનાં સેંકડો કામો તેઓના હાથમાં હોયછે; એટલા સારૂ એક વખત મરજી સંપાદન કરી એટલે, કોઇપણ વાતની અડચણ આવવાની નથી આ વાત ખરી છે. કારણ ગામડામાં વારેવાર કજીઆ તોફાન થાય તેમાં એક પક્ષ તરફ પટેલ યા તળાટીનું વલણ હોયછે. આ પ્રકરણ મામલેદાર પાસેથી હજુર આગળ આવે ત્યારે પટેલ તથા તળાટી તેની પાછળ આવવાનાજ; શિરસ્તેદારને મળી; પાછલી ઓળખાણ કાઢી, ઘણી જરૂર પડે તો થોડો ઘણો હાથ દબાવી શિરસ્તેદાર, સાહેબને ખરાનું ખોટું

અને ખોટાનું ખરૂં સમજાવીને પટેલ યા તળાટી જે મળ્યો હોય તેનું કામ કરી આપે, ત્યારે તેમાંથી જેનું કામ થયું હોય તેને પોતાનું ગજવું ભરી લેવાનું ઠીક પડેછે; અને જ્યારે સ્વારીઓ આવે ત્યારે તેના ખર્ચની તથા હાથ દબાવ્યાની વિગેરે સર્વે કસર નિકળી જાયછે, એ પ્રમાણે તેઓ આંબળાં દેખાડી કોળાં કાઢી લે છે; એટલે આ જુજ ખર્ચની પરવા તેઓ શા સારૂ કરે?

આ પ્રમાણે અમારી સ્વારીના ખર્ચની તજવીજ માંહોમાંહે થતી હતી. કેટલાક વખત પછી આ બાબતની રાડ સરકારને કાને ગઈ. ત્યારે સરકારે એવો ઠરાવ કર્યો કે જે લોકો સ્વારીમાં ફરેછે, તેઓએ લીધેલા માલનાં નાણાં ચુકાવી આપ્યાની પોહોંચ લેવી જોઈએ. એમાં અમે કાંઈ ખામી રાખીએ કે? ના! એતો વાતજ પુછોમાં! સરકાર શેર તો અમે સવાશેર! સરકારનો ઠરાવ થતાંજ અમે પોહોચ લેવાનો રીવાજ રાખ્યો. વારૂ, આ પોહોચો લેવાય તે રીતસરકે? ના! તે પોહોચોમાં ફક્ત તારીખ મહિનાંના આંકડા શિવાય બીજો આંકડો હોયતો સોગન! આ, તે પોહોચનો નમુનો! "તમે અમારી પાસેથી જે માલ લીધો તે બાબતના સર્વે નાણાં અમે લઈ ભરપાયા કર્યાછે, તમારી પાસે અમારૂં કોઈ જાતનું લેહેણું રહ્યું નથી." આ પ્રમાણે તે પોહોચોમાં લખાતું. હવે વિચાર કરો કે, આ પોહોચ ઉપરથી શું માલ લીધો, અને કેટલા પૈસા આપ્યા એ સરકારના કે તેના બાપના જાણ્યામાં આવેકે? ના, આ પ્રમાણે વેપારી પોહોંચ ન આપે તો જાય કયાં? તેના ઉસ્તાદ પટેલ અને તળાટી! પટેલ તળાટીના પરમેશ્વર મામલેદાર!! અને મામલેદારના પરમેશ્વર અમે હજુરનું મંડળ!!! એટલે અમે તેના પરમેશ્વરના પરમેશ્વર ને તેનાયે પરમેશ્વર!!!! એટલે તેઓ અમારી પાસે "તીનપાંચ" કરીને કયાં રહે?

આ પ્રમાણે મોજ મારતાં મારતાં અમારી સ્વારી તાલુકાના મથક ઉપર જતી. ત્યાંનો મામલેદાર જો લાંચીઓ અને ખટપટીઓ

હોયતો ત્યાં અમારૂં પાકતું હતું, કારણકે તેની પાછળ શું શું લપછે તે તે સારી પેઠે જાણતો હોય; અને જેમ જેમ લપ વધારે હોય, તેમ તેમ તે અમારાથી વધારે ડરતો રહે. તે સારીરીતે જાણતો હતો કે હરકોઈ આફત આવે ત્યારે પોતાને હજુરના લોકોનો સારો વસીલો હોય તો સરકારથી એનું કાંઈ થઈ શકે નહીં. એ ખરી વાતછે. ખરૂં કહીએ તો અમારો સાહેબ અમારી આંખેજ જોતો, અમે હરેક કામ જેવા સ્વરૂપમાં બતાવીયે તેવા સ્વરૂપમાં તે દેખતો. એટલે દેખાતું છે કે અમે જેમ કહેતા તે પ્રમાણે ન્યાય કે અન્યાય થતો. મામલેદાર એવા (ઉપર પ્રમાણે) હોય તો અમારે પાકી દિવાળી થાય! રોજ ઈચ્છીત ભોજન! સેહેલ કરવાને ઘોડા ગાડીઓ! ઘોડા! રાતનું નિત્યકામ કરવા સારૂ કંચની (વેશ્યાઓ) ઈત્યાદિ કાંઈ ખામી નોહોતી.

મામલેદાર નિસ્પૃહ અને લાંચીઓ ન હોય તે તાલુકામાં અમને દુધ, શાક પણ, મફત મળવાને માહાભારત જેવું થાય. ત્યારે મેજબાની તો કયાંથીજ મળે? એવા તાલુકામાં અમને ઘણી હુશીયારીથી રહેવું પડતું. કારણ, સ્વારીના લોકો રૈયત ઉપર જુલમ કરેછે એવું તે જાણતો હતો તેથીજ અમારા ઉપર તેની સખ્ત નજર રેહેતી. એટલા સારૂજ અમે સાહેબ કરતાં તેની બિહિક વધારે રાખતા. કારણ સાહેબ જોકે મોટા અમલદાર છે તોપણ તેઓ પારકા તે પારકાજ તેઓ અંદરની ખોંચો જાણી શકતા નથી; ત્યારે અમારા સામે જે કાંઈ પુરાવાથી સાબીત થાય તે વિષેજ માત્ર ધાસ્તી રાખવાની. પરંતુ મામલેદાર સ્વદેશિ એટલે તેની નજર આગળ કાંઈ છાનું રહેવાનું નથી; અને અમારૂં કાંઈ પોકળ જો તેના જાણવામાં આવે તો તે વિશ્વાસઘાત કરી અમને ખરાબ કરવાને ચુકવાનોજ નથી એવી અમારી પક્કી ખાત્રી રેહેતી.

અમારી કચેરીમાં મેં બે શિરસ્તેદારોની કારકીર્દી જોઈ. આ બેઉની ચાલ ચલગત જુદી જુદી હતી. પહેલો શિરસ્તેદાર

જે હતો તે ઘણોજ લોભી હતો, તેને પૈસો પ્રાણ કરતાં પણ વધારે વાહલો હતો. તેને દરમાસે ત્રીસ રૂપીયા પગાર મળતો હતો પરંતુ આઠ વર્ષમાં તે ૨૫૦૦૦ રૂપીયાનો ધણી થયો હતો! તે જબરો લાંચીઓ હતો; પણ રીતસર રહેતો હતો. જે પૈસો મળે તે કોઈના જાણવામાં ન આવે તેવી રીતે કોઈ પેહેડી ઉપર રાખતો હતો; બાયડી છોકરાંનાં, અંગ ઉપર દાગીના ઘણા પહેરાવતો નહોતો; કપડું લતું ઘણું ઉચું લેતો નહોતો; ખાવાપીવાનું બીજા સાધારણ લોકો પ્રમાણેજ ચલાવતો; તેમજ સર્વે સાથે ઘણીજ નમૃતાથી વાત ચીત કરતો હતો; તેથી કરી તે કોઈની આંખમાં ખુંચતો નોહોતો. હાલના વખતમાં લાંચ લેવાની બે રીત લોકોમાં ચાલુછે તેમાંથી એક ચમક પાહાણનાં જેવી અને બીજી બગલાનાજેવી ચમકપાહાણની રીત ચલાવવા વાળા ઘણાજ ભયંકર કહેવાયછે; એટલે તે ઓ સંપાદન માર્ગ તરફ ધ્યાન નહીં આપતાં, પૂરો વિચાર કર્યાવગર અને તેનું પરિણામ શું થશે તે તરફ નજર નહીં કરતાં, જે કોઈ સારો અગર લુચ્ચો માણસ લાંચ આપે છે તે ચકુકરી લેછે. વાદી સો આપવા કબુલ કરે છે તો તમારે ( પ્રતીવાદીયે ) કેટલા આપવાછે તે બોલો " હવે " ( પ્રતીવાદી ) દોઢસો લઈને ઉભો છે તો તમારે ( વાદી ) કેટલા આપવાછે. તે બોલો " આ પ્રમાણે કાર્યભાર તેઓ પાસે હમેશાં ચાલ્યાજ કરે છે. તેઓ કોઈ કોઈ વખત બેઉ પક્ષના પૈસા લે છે, અને તે પૈકી એક જણના લાભમાં ફેંસલો થાય એટલે બીજાને ચોફાળ ઓઢી બુમ મરાવેછે. ત્યારે આ તેનું કાળું કર્મ લોકોના જાણવામાં આવેછે. વળી એવા જે મૂર્ખો પોતાની ખરી યોગ્યતા ન જાણતાં દશગણો ડોળ વધુ ઘાલેછે તેથી કરી તેઓને ઘણા શત્રૂ ઉત્પન્ન થાયછે. બીજી જે રીત બગલાના જેવી; તે પ્રમાણે ચાલવા વાળા કાંઈક હુશીઆર ને ચપળ હોયછે, તેઓ ફેંસલાનું લિલામ પોકારતા નથી. પરંતુ બેઉ પક્ષકારોને અનુકુલ પડે એવુંજ અભય વચન આપેછે;

અને પોતે ખરેખરા. નિષ્પક્ષપાતી તથા નિસ્પ્રેહીછે એવું સાહેબને જણાવેછે; બેઉ પક્ષ તરફ તાણખેચ નહીં કરતાં કામનો નિકાલ જેમ થાય તેમ થવાદે છે; અને જેની તરફેણમાં ફેંસલો થાયછે તેની પાસેથી સંતોષે જે મળે તે લઈ સમાધાન પામેછે; તેમજ ડોળ ઘાલુ સાધુ નહીં થતાં રીતસર રહેછે. મેં ઉપર કહેલો શિરસ્તેદાર કાંઈક આવા સ્વભાવનો હતો.

આ પહેલો શિરસ્તેદાર બગલા પક્ષીના સ્વભાવના જેવો હતો, તોપણ કેટલાક દિવસ પછી તેના નામનો ડંકો વાગ્યો. પરંતુ તે વખત તેની પેનશનની મુદત ભરાણી હતી; તેથી વિચાર કરી પેનશન લીધું, ત્યારે તેની પાછળ બીજા શિરસ્તેદારની નિમણુંક થઈ, તે લોહચુંબક વૃત્તીનો છતાં મૂર્ખ હતો, એટલુંજ નહીં પણ તે પુરો કાછડીછુટ (પાકો વ્યભિચારી) હતો. તે ઘણો પૈસો પેદા કરતો હતો; પણ તેની પાસે એક ફુટેલી કોડી પણ સીલક રહેતી નહોતી. તેની તમામ કમાઈ વિષય લંપટાઈમાં જતી હતી. તેને કરજ ઘણું થયું હતું. તેને બે રૂપાળી સ્ત્રી હતી; શિવાય હમેશનો પગાર આપીને રાખેલ એક અંગવસ્ત્ર (વેશ્યા) હતું; તે શિવાય કોઈ વખત ઉપર સપાટામાં નવું કોઇ આવે તે જુદુંજ. વિષયનું પૂર્ણ સુખ ભોગવવાને મદ્યપાન એ ઉત્તમ સાધન છે, એવી લોકોની સમજણ છે; એ પ્રમાણે અમારા શિરસ્તેદાર સાહેબ આ વ્યસનમાં ગરકાવ રહેતા! પછે શું પુછવાનું! પ્રિયજનો, લોકોનું દ્રવ્ય લઇનેજ આ ગૃહસ્થ સંતોષી રહેતો એટલુંજ નહીં; પણ કોર્ટમાં કામમાં આવેલી ગરીબ બાપડી સ્ત્રીઓનું પાતીવૃત્ય છોડાવવામાં પણ વિચાર રાખતો નહીં! અમારા મુખ્ય ઉપરી જે શિરસ્તેદાર તે આવા; એટલે અમે જે તેના કારકુન, તેના શિપાઈ, તથા બ્રાહ્મણ, તેપણ તેમનાજ જેવા બન્યા! અમને પરમેશ્વરના નામનું સ્મર્ણ ક્યારેકજ થતું! ત્યારે નીતિ અને અનીતિનો વિચાર કરેજ કોણ?

આ શિરસ્તેદારની કાર્ય કીર્તિની અધવરચાલે અમારી કચે-

રીમાંનો પહેલો કારકુન વાયાના (કોલેરા) રોગથી એકાએક મરી ગયો. ત્યારે તેની વીશની જગો મને મળી. તેથી કરી શિરસ્તેદારની સાથે મારે વધુ સંબંધ થયો. તેથી તે જે વાત કહે તેમાં હું હા, યેં હા ભણતો. શિરસ્તેદાર કહેશેકે "એક ઉંટને બિલાડી ઘસડી જતી હતી" તો જવાબમાં હું કહું કે "જી હાં, સાહેબ, તે એમજ હતું." કદાચને શિરસ્તેદાર કહેશે "બળદ ગાભણો થયો છે" તો જવાબમાં હું કહુંકે, "તેને નવમો માસ ચાલેછે, તથા વિયાવાની તક થઈછે." આ પ્રમાણે હું ચાલતો તેથી કરી તેઓ મારા ઉપર ઘણો પ્યાર રાખતા એમ ચાલતાં ચાલતાં તેમનો અત્યંત ગૂહ્ય કાર્યભાર મારાથી ચાલવા લાગ્યો. તેમને ફુલ મળે તો મને ફુલની પાંખડી મળતી, એ પ્રમાણે લાભ થવા લાગ્યો. પૈસો ઉડાડવાની તથા રંડીબાજીની ટેવ મને આ ગૃહસ્થના વખતથીજ પડી, અને તે વખતથી મદ્યપાનનું વ્યસન મને ચોંટયું. હે પ્રિયજનો, હું ખરેખરૂં કહુંછું કે, સંગતથી માણસનું શું થશે એનો નિયમ નથી, હું પ્રથમ ચાકરી ઉપર નિમાયો, ત્યારે મને દ્રવ્ય લાભ ઘણો હતો, તેમજ રંડીબાજી અને ઉડાઉપણાનો પણ બેહદ તિરસ્કાર હતો, એટલુંજ નહીં પરંતુ પાતરનું નામ આવે એટલે મારૂં માથું ફરી જતું હતું. તેમજ એક પૈ સરખી ખર્ચવાને મને મોત જેવું લાગતું. પણ વર્ષ છ માસના સહવાસથી મારી વૃતિ કેવળ ફરી ગઈ. પ્રથમ શિરસ્તેદાર સાથે હું ગાયનમાં જવા લાગ્યો. ત્યારે હું એમ કહેતોકે, ગાયન એ અતિ મનોરંજક વસ્તુછે; તે પાતરો પાસે હોવાથી; તેનો સ્વિકાર કરવાને તે શું અપાત્ર થાયછે? હીરો ઉકરડા ઉપર પડેલો હોયતો, તેની યોગ્યતા શું કમી માનવામાં આવે? એ પ્રમાણે કેટલાક દિવસ ચાલ્યા પછી મને ગાવાનો શોખ એટલો લાગ્યો કે, કોઇ ઠેકાણે ગાયન હોયતો ત્યાં ગયા વગર મને ચેહેન પડતું નહી, વારૂં. એવા પ્રકારની સ્ત્રીઓ પાસે ફક્ત ગાયનજ હોય છે કે? ના, ગાયન કરતી વખતે તેઓ જે નાના પ્રકારના

હાવભાવ કરેછે તે અત્યંત ચિતવેધક હોય છે. એ જોઈને ચિત ન ડગે એવા પુરૂષ દુનિયામાં વિરળાજ હશે! આ ચાળા જે વખતે તેઓ કરે છે તે વખતે પોતાના શરીરના મોહક અવયવ દેખાડવાને એવી તરેહવાર રીતે લપટ ઝપટ કરે છે કે, તે જોતાંજ ગમે તેવી સાધુ પ્રકૃતિનો માણસ પણ પિગળ્યા અગર લલચાયા વિના રહે નહીં! આની ખુબી માત્ર લખાણથીજ અગર કહ્યાથી આવે તેવી નથી, તેનો અનુભવ લીધાથીજ માત્ર જાણવામાં આવે છે. જેની ભરજુવાનીછે; સુરેખ મુખાર્વિંદ છે; શરીર માખણના જેવું મૃદુછે; વસ્ત્રાલંકારથી પરિપુર્ણરીતે શુશોભીત છે; ઉઠવા બેસવાની ચાલ જેની અદાભરેલી છે; ભાષણ જેનું નમ્ર અને મીઠું છે; ગાયન મધુર છે; ઇત્યાદી ગુણે કરીને યુકત જે સ્ત્રી, દ્રવ્ય સાધ્ય છતાં, જે હતભાગ્ય દ્રવ્યવાન આવા મોહપાશામાં પડીને કોથલીનું મોં છોડી નાખવા તૈયાર ન થાય તે વિરાગીછે એમ સમજવું.

મને વ્યસન ચોટયું તેનું મુખ્ય કારણ ગાયનજ છે; મારા કાનની તૃપ્તિ થવા લાગી, તે જોઇને મારાં નેત્ર મારી નિંદા કરવા લાગ્યા; અને તેઓએ મનને મોહપાશાંમા નાખ્યું; મનોવૃત્તિયે સર્વે અવયધોને ઇચ્છીત સુખ આપવાને ત્વરા દેખાડી. એ પ્રમાણે હું ઘણો ચેહેની અને મોજશોખી આદમી બની ગયો. વિષયાસકત લોકોને હું પૂર્વે ધિકારતો હતો, તે લોકો મારી આગળની ફિસીયારીનું વર્ણન કરી મારી નિંદા કરવા લાગ્યા; મારા એક જીવજાન દોસ્તે આ વિષે એક કાગળમાં મારી નિંદા કરી હતી; તેને મેં જે જવાબ લખ્યો તે મને હવે શબ્દે શબ્દ યાદ આવેછે, તે નિચે પ્રમાણે "હું પૂર્વે તમારી નિંદા કરતો હતો, તે વિષે મને ઘણું ખરાબ લાગેછે, તેની તમો મને ક્ષમા કરશો. આ વિષયના મોજ શોખમાં હું ગરકાવ પડયો છું, તે વિષયાસકતપણું ખરાબછે, તેથી તેનો પરિણામ મને નુકસાનકારક થશે એવું મારૂં મન પણ કબુલ કરેછે. પરંતુ શું કરૂં! ઉપાય ચાલતો નથી;

આ જગતમાં રહીને આ મોહપાશ ટાળવું એ ખરેખર મુશકેલછે! કોઈ કહેછે કે, કામને જીતેતે ખરો શૂર. પણ એ બનવું અશકય છે. જે કોઈ ઈશ્કબાજીને ધિક્કારી તેથી દુર રહેછે, અને તે તરફ જોતાજ નથી, તેઓ તેની ખરી લિજત યા ખુબી જાણતાજ નથી. અને તેથીજ તેઓનાં મન તેને વાસ્તે પરાઙ્મુખ હોય છે. આ વ્યવહારમાં કેવળ એક પ્રકારનું સુખ અપ્રતિમછે, તે અનુભવ લીધાથી આપણા બેઉના જાણવામાં છે, અને એથી કરીને છેવટ દુઃખપણ, અપ્રતિમજ ભોગવવું પડેછે એ ખરૂંછે. આંબલી મોં પાશે પડી હોય તો શું મોંમાંથી પાણી છુટયા વગર રહે? દેવતા પાસે માખણનો પિંડ પડયો હોય તે ઓગળ્યા વિના રહેજ નહીં, માટેજ મરદથી સ્ત્રી વગર રહેવાય નહીં. આપણે આ મોહનીથી દુર રહેવાને કોઈ જંગલમાંજ વસવું જોઈએ તે શિવાયતો બનેજ કયાંથી! તેમ સંસાર છોડી જંગલમાં ફરવું પણ કયાંથીજ બને! માટે હાલ જેમ ગાડું ચાલેછે તેમજ ચલાવવું પછી જે બનશે તે જોઈ લઈશું!!

આવખતે હું શિરસ્તેદાર નહોતો, તોપણ મને કોઈ વાતની ખામી નહોતી; સવારમાં આઠવાગે ઉઠવું; નવ વાગ્યા સુધીમાં શૌચમુખમાર્જન (કળશે જઈ આવી દાતણ પાણી) કરી તે વખતે જે કોઈ લોકો હાથમાં કોથળો લઈને તૈયાર હોય, તેમનીજ મુલાકાત લેવી; તથા તેમની સાથે એકાંત કરી બાકી હોય તે વસૂલ કરી લેવું; દસ વાગે સ્નાન કરી, અગ્યાર વાગે કચેરીમાં જઈ કામની શરૂઆત કરવી. ત્યાં ખરાનું ખોટું, ખોટાનું ખરૂં સમજાવીને અમારે જેના લાભમાં કેસ (કામ) ફેસલ કરાવવાનો હોય તે તરફનો પુરે પુરો પુરાવો સાહેબને સમજાવીને પોતાનું કામ કાઢી લઈ ગજવું ભરીને ઘરે જવું. એટલામાં સાડાચારનો અમલ થાય ત્યારે હરકોઈ ઉંચી જાતની મિઠાઈનો નાસ્તો કરી ફરી ગરજવાન લોકોની મુલાકાત લેવી; તેઓના તરફથી આવેલી ભેટ સ્વિકારવી; બાદ આવતી કાલે કયા કયા પાપ કઈ કઈ રીતે

કરવાના તેની ગોઠવણ કરી રાખવી; પછી, મિત્રોની ભેટ લેવી; ત્યાંથી આવી વાળુ કરવું, એટલામાં અગ્યારનો વખત થાય, ત્યાર પછી છાપખું ! અને પછી ધાંગડ ધીંગા ! ! પછી નિદ્રા ! ! ! એટલે બે વાગ્યાનો વખત થતો. એવી રીતે અમારૂં સદાય ચાલ્યું જતું. આ પ્રમાણે બે વર્ષ વિત્યા પછી, અમારા સાહેબે અમારા ઉપરી શિરસ્તેદારની સીફારસ કરી બીજા જીલ્હામાં દફતરદારની જગો અપાવી, તેથી તેઓ ત્યાં ગયા પછી વાસ્તવિક રીતે મારા હક પ્રમાણે મારી નેમણુક શિરસ્તેદારની જગો ઉપર થઇ, આ પ્રમાણે હું એક વખત શિરસ્તેદારની જગો ઉપર નિમાયો ત્યારે મારા હાથ આકાશને અડયા એવી મારી ખાત્રી થઈ.

શિરસ્તેદારનું કામ કેવી રીતે ચલાવવું અને સાહેબ લોકોની મહેરબાની કેમ સંપાદન કરી લેવી, એ બાબત હું મારા પ્રથમ કહેલા જે મુરબ્બી શિરસ્તેદાર પાસેથી સારી રીતે શિખ્યો હતો. તેથી કરી તે કામ ચલાવવાને અને મારો મતલબ સાધી લેવાને જરાપણ અડચણ પડી નહીં. આ કામ મળવા પહેલાં ફકત "રાવ" એ અક્ષરો મારા નામ સાથે જોડીને બોલાવતા હતા; પરંતુ શિરસ્તેદારનો ઓધ્ધો મને મળ્યો ત્યારથી મારા નામને "રાવસાહેબ" એવું ઉપનામ લગાડવામાં આવ્યું. હું જ્યારે કારકુન હતો, ત્યારે ચાર પાંચ ગાઉ પગે ચાલવાથી મને કાંઈ વર્તાતું નહીં. પણ આ મોટું કામ મળતાંજ બે ડગલાં કચેરીમાં જવાને ઘોડાગાડીની જરૂર પડવા લાગી; પૂર્વે રોટલા, શાક, દાળથી નિર્વાહ ચાલતો, પણ પછીતો ઘી સાકર વિના લુખો કોળીઓ તો ગળે ઉતરતો નહોતો. સાદાં ધોતીઆં પહેરતાં કંટાળો આવવા લાગ્યો; તેથી રેશમી કોરના નાગપૂરી ધોતીજોડા ફાડવા માંડયા. કોઇ સલામ કરેતો સામેથી ફક્ત હાથ ઉંચો કરવાનું પણ મહાભારત જેવું લાગવા માંડયું. મારા બોલની કિમત્તના પૈસા પડવા લાગ્યા આ પ્રમાણે હું તરહેવાર માનવી બની ગયો. ખરેખાત પૈસાથી

માણસના સ્વભાવમાં આટલો બધો ફેરફાર થાયછે, એ અત્યંત નિંદા કરવા લાયકછે. પૈસો મળ્યા છતાં આ ફેરફાર જેવામાં ન થાય એવા થોડાજ માનવી હશે જેમ અજવાળું અને અંધારૂ એક બીજાથી જુદાં થવાનાંજ નથી, તેમજ ધન અને મદાંધપણું એનો કાંઈક દરજે સંબંધછે, એવું એક ચતુર કવિએ કહેલું છે.

અફીણ ખાઈને તેનો કેફ ન આવવા દેવો, એ શું માણસને કઠિણ નથી ?

---

## ભાગ ૨ જો

આ શિરસ્તેદારીના વખતે દર પ્રકરણમાં ઘણું કરીને પૈસો મળેછે; પણ તેમાં પૈસા પેદા કરવાનાં બે કામછે; પહેલું, પટેલ તળાટીની નિમણુકો, અને બીજું. ફોજદારી કામ. પટેલ તળાટીની નિમણુકો વિષે ધાંધલ ન થવા સારૂ, સરકારે ઘણા નિયમ કરેલાછે. તોપણ તેમાં અમલદારની નજર ઉપર ઘણો આધાર રાખવામાં આવેછે, ખરૂં જોતાં, પટેલ તળાટીની કમાઈમાં કાંઈ સાર રહેલો નથી. તેમ છતાં, આ અધિકાર સારૂ ઘણા લોકો તુટી પડેછે. પટેલાઇની પેદાસ હાલમાં ૫૦ રૂપૈયાથી વધુ નથી, તોપણ આ જગ્યા સારૂ હજારો રૂપૈયા ખર્ચ કર્યાના સેંકડો દાખલા જોવામાં આવેછે. હુતાશની, શમી પૂજન, બળેવ, ઇત્યાદિ માનમાં કાંઈ ફાયદો નહીં, છતાં તે મેળવવા સારૂ કજીઆ તોફાન કરીને કોર્ટને બારણે ચડવું પડેછે. એ બાબતની લોકોની જે કાંઈ ઘેલી સમજણછે તે ટળતી નથી. પણ આ કજીઆ મૂર્ખાઈનાછે, એવું પૂખ્ત વિચારના લોકોને લાગેછે; અને સરકારનું મત પણ આ પ્રમાણેજ છે, એવું દેખાય છે. આ પ્રકારનાં કામ આવે, એટલે એકાદો પક્ષ જે ખમતીદાર હોય તેનાથી અમારા શિરસ્તેદાર લોકોનું કલ્યાણ થાયછે.

હું શિરસ્તેદારનું કામ કરવા લાગ્યો, ત્યારથી આસરે ત્રણ માસે અમુક તહેવારને લીધે મારામારી થયાનું એક કામ અમારી કચેરીમાં આવ્યું. તેમાં બેઉ પક્ષકાર એટલે વાદી પ્રતિવાદી ગબ્બર હતા. વાદીયે પહેલાં મારા ઉતારાપર આવી પોતાની તમામ હકિકત મને કહી. તે સાંભળતાંજ, તે નિર્દોષછે એવી મારી ખાત્રી થઈ; પણ મેં તેને કાયદા સંબંધી ભુલથાપ દઈ એવો રેચ આપ્યો કે, આ કામમાં તમોને ઘણું નુકશાન થાય તેવું છે, તેથી સંભાળજો. એટલું સાંભળીને તે ઉઠી ગયો, અને આસરે અર્ધા કલાકે મને એકાંતમાં મળીને, મારા આગળ આસરે ૪૦ રૂપીઆની એક પૈઠણી પાઘડી મુકી હાથ જોડીને બોલ્યો કે "આતો ફુલની પાંખડીછે. મારો બચાવ કરી હેતુ પાર પાડશો, તો હજી યથાશક્તિ શેવા બજાવીશ." મેં તેને દિલાસો આપી પાઘડી રાખી, અને હું કચેરીમાં ગયો. ત્યાં તે કામ ચાલવું શરૂ થયું; એટલે મારૂં ધ્યાન વાદી તરફ ખેંચાવા લાગ્યું, એવું જોઈને પ્રતિવાદી ગભરાણો. અને તે તેજ વખતે એવું સમજ્યો કે, શિરસ્તેદારને પોતાનો કરી લીધા શિવાય ફત્તેહ થવાની નથી. ત્યારે, લંબાણ કરવા સારૂ વધારે પુરાવો લાવવાનું બાહાનું કાઢીને મૂદત લીધી. તે સાહેબે મંજુર રાખી; અને આ કામની તપાસની તારીખ આગળ ઉપર નાંખી. બીજે દિને સદહું પ્રતિવાદી મને આવી મળ્યો. અને પોતાની હકિકત કહી. અને બીજે દહાડે, ના, ના, કહેતાં, પણ એક મોટી ભેંસ, જે ચાર શેર દુધ આપે એવી, લાવી મારા વાડામાં બાંધી, અને હું બીજા મિત્રો શાથે બેઠો હતો, ત્યાં પેલી ભેંસ બાબત રૂપૈઆ સાઠ ૬૦ રોકડા લીધાની, સ્ટાંપના કાગલ ઉપર સહી સિકા અને બે સાક્ષી વાળી પોહોંચ લાવી રજુ કરી. તે વાંચતાંજ તેનો મતલબ મારા ધ્યાનમાં આવ્યો. સદહું પોહચ બીજા મંડળે વાંચી; ભેંસ જોઈ; તેનાં વખાણ કર્યાં. પછી અમે બધા ઉઠી સૌ સૌને કામે ગયા. પછી કેટલેક દહાડે, મુકરર કરેલી તારીખે કામ ચાલ્યું. બેઉ પક્ષના

સાક્ષીઓ લેવાયા. વાદી મનમાં સમજતો હતો, કે, મેં આપેલી પાઘડી રાવસાહેબના માથા ઉપર છે, એટલે મારી વિસ્મૃતિ થાવાની નથી. પ્રતિવાદી મનમાં સમજતો હતો કે, આ પાઘડી પોહોચ્યાં પછી મેં ભેંસ આપીછે; તેથી કાંઈ વધારે ફાયદો થશે. એ પ્રમાણે બેઉનો વિચાર ચાલેછે, એટલામાં વધારે રૂપૈઆની જે ભેંસ તે તરફ મારૂં મન વળ્યું, અને પ્રતિવાદીની તર્ફેણમાં પુરાવો મજબુત જોવામાં આવવા લાગ્યો;ને વાદીનો પક્ષ નબળો દેખાવા લાગ્યો. એવું જોઈને, વાદીયે મારા જાણ્યામાં આવે એવી રીતે હળવેજ ઉચ્ચાર કાઢ્યો કે," રાવસાહેબ, પાઘડી તરફ જરા નજર કરો." એટલું સાંભળીને, મેં તેનું કહેવું કાન ઉપરથી કાઢી નાખ્યું. પરંતુ પ્રતિવાદી પાસે હતો, તે વાદીનું કહેવું સાંભળીને બોલ્યો કે, "પાઘડી ભેંસના શિંગડાંમાં ગુંચાણી છે!" આ તેની સર્વે વાત સાંભળીને મેં હળવેજ વાંકી નજરે વાદીના મોં તરફ જોયું તો તે નિરાશ થયલો કાળો ઠીકરા જેવો મારી નજરે પડ્યો. વળી કામ આગળ ચાલ્યું. સાહેબે વિચાર કરી, પ્રતિવાદીના લાભમાં ફેસલો આપ્યો. હવે ખરૂં કહું તો, વાદીનો પક્ષ ખરો હતો. પરંતુ તેને તોડી પાડવાને જ્યારે મારો નિશ્ચય થયો, ત્યારે મેં તેનાતરફના સાક્ષીઓને એવી ધમકી આપી કે, તેથી કરી તેઓ આ કામમાં બોલી શકયા નહીં એટલે સાહેબના સામાં આવતાંજ તેઓએ તમામ વાત ઉપર અખાડા કર્યા; અને પોતે કાંઈ જાણતા નથી એવું કહ્યું.

આ લાંચ તો પરભારી હતી. હવે, સાહેબના રૂબરૂ લાંચ લીધાનો એક દાખલો કહુંછું, એક કામમાં એક જણના બાર હજાર રૂપૈયાના દાગીના સરકારમાં હતા. તે તેને પાછા મળે તેમ હતા. પણ તે વિષે તેને ખાત્રી નહોતી. એટલા સારૂ મને ૪૮ ગદિયાણાની ચુડીઓ આપવાની કબુલાત કરી, દાગીના મળવા સારૂ અરજી કરી. તે પ્રમાણે તે તેને આપવાને બાહાર કાઢી સાહેબના મેજ ઉપર રાખ્યા, અને માલેકને

પોકાર્યો. તે હાજર થયો. તેના ખોળામાં દાગિના નાખતી વખતે, સાહેબ જુવેછે એટલામાં, સદહુ બંગડીઓ ઉપાડી મેં મારા ગજવામાં નાખી. સાહેબે મને પુછ્યું કે, "બંગડીઓ ખીસામાં નાખવાનું કારણ શું"? મેં જવાબ આપ્યો કે, "તેની પોહોંચ હજી લીધી નથી. બધા દાગિના તેના હાથમાં આવે તો તે જલદી નિકળી જશે, અને દાગિનાનો બધો જુમો આપણા ઉપર રેહેશે. એટલા સારૂ, આ હાથમાં લીધેલું કામ ખલાસ થયા પછી હું આ બંગડીઓ તેને આપી, રીતસર ટીકટ લગાડેલી પોહોંચ તેની પાસેથી લઇશ તે પોહોંચ બાબત માલિક આપ સાહેબ હજુર આવીને જાહેર કરશે." આ જવાબ સાહેબને કાયદેસર લાગ્યો, તેથી તે કાંઇ બોલ્યો નહીં. કામ ખલાસ થયા પછી મેં સર્વે દાગિના પોહોંચ્યાની વિગતવાર પોહોંચ લીધો, તે સાહેબને દેખાડી, અને તેમની સામે તમામ દાગિના પોહોંચ્યા એવું માલેક પાશે કહેવડાવ્યું. નવા કાયદા પ્રમાણે લાંચ આપનાર અને લાંચ લેનાર બેઉ પક્ષને શિક્ષા થાયછે. એટલે, સરકારમાં ફર્યાદી કરી લાંચ આપનારે પ્રથમ પોતાને શિક્ષા કરાવવી, અને પછી અમને શિક્ષાએ પોહોચાડવાનો પ્રયત્ન કરવો. એવો મૂર્ખ કોણછે કે, બીજાને અપશુકન કરવા સારૂ પોતાનુંજ નાક કાપી લે?

લાંચની બાબતમાં સરકારને એવો કાયદો કરવાની જરૂર નોહોતી, એવા ઘણા લોકોનો મત્તછે. કારણકે, તેથી કરી લાંચ લેનાર લોકોને વધારે ઉત્તેજન મળેછે, અને ગરીબ રૈયત ડુબેછે; એવો તેઓનો મત્તછે; તે ખરોછે. પણ આવા લોકોને અમે એમ વિચારીએ છીએકે, સરકાર તે શું કરે? કામનો ફૈસલો પોતાની તરફેણમાં ન થાય, એટલે ન્યાયાધીશે લાંચ લઇ આ પ્રમાણે નિકાલ કર્યો, એવી તકરાર હારેલા પક્ષકાર હરવખત કરેછે. ન્યાયાધીશે નિષ્પક્ષપાતે ઇનસાફ કર્યો હોય, તોપણ ઉપર પ્રમાણે તેના ઉપર ફર્યાદ થવાનો સંભવ ખરો. એટલે, ફોજદારી કે દિવાની જેટલા દાવા સરકારમાં આવે, તેટલી લાંચની ફર્યાદ

થવાની !! વારૂ, આતો છાનું છુપું કામ; ત્યારે તેના વિષે પુરાવો થવાનોજ ક્યાંથી; સેંકડે ચાર પાંચ કામમાં પુરાવો મળે તો મળે! આ પ્રકારના ન્યાય કરવાને સરકારને એક મોટું ખાતું રાખવું પડે; અને ફાયદો તેથી કાંઇ થવાનો નથી. વારૂ. એ પ્રમાણે બંદોબસ્ત કર્યાથી લાંચ ખાવાનો પ્રકાર કાંઇ કમી થાય એમ સમજવુંજ નહી. ત્યારે, સરકારે આ જે કાયદો કર્યોછે, તે ઠીકજ છે એવું દેખાયછે. તેને વળી બીજું એક સબળ પ્રમાણછે, તે એ કે; લાંચ લેવી એ પાપછે એમાં શંષય નથી; તે પ્રમાણે, કોઇને લાંચ આપીને લોભની લાલચથી અન્યાય કરવાને કેહવું એટલે જે હેતુ મનમાં રાખીને રાજાયે ન્યાયાધી-શોની નિમનુંકો કરેલીછે, તે બંધ કરવા વિષે તેને પ્રવર્ત કરવો, એ મોટો અપરાધછે. મને લાગેછે કે, લાંચ લેનાર કરતાં લાંચ આપનાર વધારે દોષીછે; એટલા સારૂજ તેઓને લાંચ લેનાર કરતાં વધારે શિક્ષા ઠરાવવી જોઇએ. કારણ, દ્રવ્યલોભ એ માણસમાં મોટો દુર્ગુણ છે; તે દુર્ગુણથી દુર રેહેવાને સાધુ પુરૂષો અશક્ત છે, તો સામાન્ય પંકિતના સંસારી માણસોથી તો દુર રહેવાનું બનેજ કયાંથી, એ ખુલ્લું છે. એટલે એમ બન્યું કે, લાંચ લેનારનો દ્રવ્ય લોભ જે નિદ્રીત હતો, તે લાંચ આપનારે નજરાણું આગળ કરી જાગૃત કર્યો, અને તેને મોહ પાશામાં નાંખ્યો !

શિરસ્તેદાર લોકો લાંચ ખાયછે, એ વાત ઘણા ઇંગ્રેજ અમ-લદારોના મનમાં ભરેલી હોયછે, તેથી તેઓ તેમના ઉપર ભરૂસો રાખતા નથી. સર્વે નાહાનું મોટું કામ તેઓ પોતે જોએછે. અ-મારો સાહેબ પણ આવી પ્રકૃતિનો હતો. તે જાતે વહેમી હતો. જબાની લેતી વખત જરા પક્ષકાર તરફ જોવામાં આવે તો તેના મનમાં વેહેમ આવતો. તે લોકોને એમ દેખાડતો કે, હું કોઇનું ન સાંભળતાં પોતે બધું કામ કરૂંછું. તોપણ આ બાબતમાં તેનો શ્રમ ધાર્યું ફોકટ જતા. કારણ, નાહાનાં મોટા ઘણાં કામ

હોયછે, તે સર્વે ધ્યાન દઈને જોવાનું તેનાથી બનતું નહોતું, તેમજ દેશિ ભાષાનું જ્ઞાન બરાબર ન હોવાથી સર્વે મતલબ જાણવામાં આવતી નહોતી. અમે શિરસ્તેદાર લોકો સ્વારીમાં જઈએ એટલે વહિવટદાર વિગેરે લોકો પાસેથી મેજબાનીઓ લઈએ છીએ, એમ જાણી, તે ન લેવાના હેતુથી અમારો સાહેબ પોતાનું મુકામ તાલુકાના ગામથી ઘણા અંતર ઉપર વાડીમાં અગર ઝાડીમાં કરતો હતો એટલે અમારે કોઈ દેવાલ-યમાં અગર ધર્મશાળામાં ઉતારો કરવાની ફરજ પડતી. ત્યારે અમે તે પ્રમાણે કરતા પરંતુ સાહેબનો હેતુ એક દિવસ પણ પાર પડયો નથી, તેનું કારણ એટલુંજ કે અમે તાલુકાના ગામડામાં ઉતારો કરીયે ત્યારે અમારી જે બરદાસ વહિવટદારો કરતા, તેથી દશ ગણી તસદી લઈ જંગલમાં અમારી બરદાસ રાખવી પડતી. એટલે, અમો તાલુકાની જગોએ જેમ મોજ માણતા. તેવીજ રીતે આ જંગલમાં પણ મોજ ઉડાવવાનું બનતું. ચેન બાજીએ અમને ઘેર્યા હતા! જ્યાં જઈએ ત્યાં તે અમારી વાંસે ને વાંસે ફર્યા કરતી!! વહિવટદારો એટલો બધો ત્રાસ ભોગવીને જંગલમાં અમારી બરદાસ રાખતા, અને જે જોઈએ તે પુરૂં પાડતા, એ સર્વે વાત સાહેબના જાણવામાં કદી પણ આવેલ નહીં શિરસ્તેદાર વિગેરે લોકો તાલુકાના ગામથી દુર રહેવાને લીધે, મોજ કરી શકવાના નથી, યાતો રૈયત અગર તાલુકદારોને કોઈ પણ જાતની અગવડ આપી શકવાના નથી, એવું ધારી અમારો સાહેબ નિરાંતે પડી રહેતો!

શિરસ્તેદાર થયા પછી મને કોઈ પણ શક્ષ ઠાલે હાથે મળવા આવેલ નથી. તેથી કરી મારૂં ઘર તરેહવાર વસ્તુથી ભરાયેલું હતું. મારી જીભમાંથી પડે, તે વસ્તુ હાજર થતાં જરાવાર લા-ગતી નહી! નજીવી બાબતોની તો વાતજ એક કોરે રહી. હું મારી સાથે સ્વારીમાં એક અંગવસ્ત્ર ફેરવતો હતો, તેનું વેણુ મણુ કોઈ દહાડે ખાલી ગયું નથી! કામ કરી આપવાનું મારા હા-

થમાં હતું ખરૂં; પરંતુ મોટાં મોટાં ઇસ્ટેટનાં અને ગીરાસનાં સર્વે કામ મારી જે પ્રિય, પાતર, તેની ઇચ્છા પ્રમાણે ચુકવવામાં આવતાં. જુઓ! ઇંગ્રેજ સરકારના રાજ્યમાં, એક કચેરીમાં, એવી પ્રકારની સ્ત્રીની ઇચ્છા પ્રમાણે થાયછે, એ કેવું આશ્ચર્યકારક છે?

મને એક મોટા મેજીસ્ટ્રેટ સાહેબનો શિરસ્તેદાર જાણી મારાથી પોલીસના લોકો પણ ડરતા હતા કારણ, તેઓ તરફથી જે કામ અમારી કચેરીમાં તપાસ સારૂં આવતાં, તેમાંથી તેઓની ચુકો સંભાળી લેવી એ અમારૂં કામ હતું, એવું તેઓ સારીપેઠે જાણતા હતા. આ અમારા અરસપરસના સંબંધના જેટલા દાખલા બનેલાછે, તે સર્વેનું મને સ્મરણ નથી; તેથી કરી દાખલા તરીકે તેમાંથી યાદ રહેલ, એક બાના કહુંછું એટલે બસ થશે. જુઓ, એક વર્ષે અમારી સ્વારી ફરતાં ફરતાં એક તાલુકાના ગામમાં પોહોંચી. ત્યાં અમારી સર્વે પ્રકારની બરદાસ ઠીકેઠીક ચાલી હતી. કાંઇ કમી નોહોતું. એવી મોજ કરતા હતા, એટલામાં એક દિવસ સાંજના આસરે પાંચ વાગે કચેરીમાંથી ઉતારે જતાં, યુવાન, ઉજળી, ખુબ સુરત, લજ્જાયુક્ત, અને વિધવા, એવી એક સ્ત્રી મારા જોવામાં આવી. તે કોણ છે તે વિષે મેં તપાસ કર્યો. તે ઉપરથી મારા જાણવામાં આવ્યું કે, તે એક સદ્‌ગૃહસ્થની દિકરી, સકેશા, વિધવા ઘણીજ ઉન્મત્ત છતાં, જેને જોઇએ તેને હાથમાં સહેજ ન આવે તેવી ટેકવાળીછે એવું મારા જાણવામાં આવ્યું. તે મેળવવા સારૂ મેં યોગ્ય ઠેકાણેથી વાત ચલાવી; પરંતુ, તેના સ્વભાવ પ્રમાણે જવાબ આપી, મને હલકો પાડી દીધો. એકતો શરીર કામથી તપેલું હતું; તેમાં અહંકારરૂપી તેલ રેડાણું! તેથી આને પાડું તોજ મારી શિરસ્તેદારીનું સાર્થક્ય એવો મારા મને નિશ્ચય કર્યો. બીજે દિવસે પ્રહર રાત્રીના અરસામાં હું મારા એક બે પ્રિય દોસ્તો સાથે તેને ઘેર ગયો. દરવાજા ઉપર થાપડ મારતાંજ તેણીએ દરવાજો ઉઘાડયો. પરંતુ, અમોને જોતાંજ તેને જે ક્રોધ ચઢયો તેનું વર્ણન કરી શકાતું નથી.

તે એટલી ગાળો ભાંડવા મંડી કે, તેથી ચારે દિશાયે દણુદણાટ થયો. એ સાંભળીને અમારો મીજાસ ઘણો જતો રહ્યો. કારણ, મકાનમાંથી નિકળતી વખતે ચાલુ વહિવટ પ્રમાણે એક બાટલી (દારૂ) ઠાંસેલી હતી! પછી શું પુછવાનું! કામોત્પત્તિ તૈયાર હતી! ગાળોથી ક્રોધ ઉત્પન્ન થયેલો! એકતો પૈસાનો કેફ, તેમાં વળી અમલદારીનો જુસ્સો, એટલે ઉન્મત્તાઇમાં શું ખામી રહે! તેમાં વળી મદ્યનું અવસાન!! તેથી કરી મારૂં માથું ફરી ગયું, તેની ધુંદમાં તે સ્ત્રીના અંગ ઉપર એકદમ ચાલ્યા જઇને, ઢીંકા પાટુનો પ્રહર કરી એવું કર્મ કરવા માંડ્યું કે, તે હવે કહેવાને મને શરમ થાયછે!!! આ બુમાબુમ જે થઈ તે સાંભળીને પાંચ પચાસ લોકો ભેળા થયા. નજીકની ચોકી ઉપરનો જમાદાર પોતાનો કાળો પોશાક પહેરી કાળો સોટો હાથમાં લઇ મોટા અમલદારીના દમામથી આવી પોહોંચ્યો. પણ, કોણ, છે. એવો તપાસ કરતાં મારૂં નામ જણાયું ત્યારે તે શરમીંદો થયો. અને તેનું અમલદારપણું ઉતરી ગયું. તે મારા લાભમાં બોલવા લાગ્યો. ત્યારે, પાસેના લોકોની ખાત્રી થઇ કે મારો કાંઈ વાંક નથી. છેવટ સૌ જણે તે-નેજ મુર્ખ ઠરાવી, અમને મકાન ઉપર લઇ ગયા!! પ્રિય મિત્ર, આ જગત કેવુંછે તે જુઓ!

પોલીસે ગુનોહ પકડવો, અને ન્યાયાધીશે તેનો યોગ્ય ઇનસાફ કરવો, એવો આપણી ન્યાયી સરકારનો પક્કો હેતુછે. પરંતુ તે પાર પડતો નથી. એના મુખ્ય કારણ ત્રણછે. પહેલું. મેં પોતા-ની જે નિર્લજપણાની વાત કહીછે, તેમાં દેખાડયા પ્રમાણે ગુનોહ પકડવાના કામમાં પોલીસ તરફથી આનાકાની અથવા બખાડીપણું થાયછે તે; બીજું કારણ એ, કે, ગુનોહ સાબીતી સહ પકડયા પછી પોલીસના અમલદાર લાંચ લઇને નાસાબીત કરી ગુન્હેગાર લોકોને છોડી દેછે; ત્રીજું એ, કે, લાંચ વિગેરે કાંઈ એક પ્રકાર ન ચાલતાં કામ ન્યાયાધીશની આગળ આવે, એટલે ભાષા અને રીતભાતની માહીતી કમ હોવાને લીધે તેમને

હાથે ચુકો થઇને અપરાધીના નિરપરાધી, અને નિરપરાધીના અપરાધી ઠરેછે. આ છેવટ કહેલા પ્રકારથી એતદ્દેશિય ન્યાયાધિકારી આગળ અન્યાય ઘણું કરી થતા નથી; સાહેબ લોકો આગળ ઘણા થાયછે. વળી બીજું એટલુંજ કે ગુનોહ થવાનું બધું કારણ કહીયે તો "પોલીસની સમજણ" છે. "પોલીસની સમજણ" એટલે શું, તે એતદ્દેશિય લોકોને કહેવાનું પ્રયોજન નથી. કારણ, તેનો અર્થ શહેરના લોકોનેજ નહી. પરંતુ સાધારણ ગામડાના માણસોને પણ ખબર છે. તથાપિ, પરદેશિ ન્યાયાધીશોના અને બીજા લોકોની જાણસારૂ અહીંઆ બે શબ્દ વધારે કહેવાની જરૂરછે. હું ખાત્રીથી એમ કહુંછું કે, ગુન્હા પકડવાના કામમાં આ પ્રાંતના પોલીસ અમલદારો ઘણો જુલમ ગુજારેછે, તેના સર્વ પ્રકાર મને ખબર નથી તોપણ, તેમાંથી મુખ્ય પ્રકારછે તે કહુંછું, પેળીઆને ચાંપ લગાડવી, ઝાડઉપર ઉંચે માથે ટીંગાડીને રીબાવવું, મરચાનો ધૂમાડો દેવો, કેટલાક દિવસ સુધી ભુખે મારવું. સખ્ત માર મારવો, ઇત્યાદિ રીવાજ કેવળ સાધારણ થઇ પડેલાછે. આવા અસહ્ય દુઃખદાયક જમ જેવા ઘાતકી અમલદારોને હાથે રીબાવવા કરતાં એકદમ મરવું કબુલ કરવું ઘણા નિરપરાધી ગરીબ માણસોને પસંદ હોયછે; ત્યારે પોતે બિનગુન્હેગાર છતાં આવા સખ્ત મારની દુષ્ટ ધારણા પ્રમાણે ગુન્હો સાબીત થયો એટલે શિક્ષા મળવાનીજ! આ પ્રમાણે હાલમાં કેટલાક લોકોયે પ્રાણ ત્યાગ કરેલાછે; અને કેટલાંક કુટુંબો, અપરાધી નહીં છતાં, ધૂળ મળી ગયાંછે!! મારા એક મિત્રે ખરૂખરી બનેલી બીના કહીછે કે, એક જીલ્હામાં એક માણસને ફાસીની શિક્ષા ઠરીને સરકારમાં મંજુર થવા સારૂ લખ્યું, અને જે ખુન ઉપરથી આ શિક્ષા ઠરેલી હતી તે પોતે આવી જડ્જ સાહેબના સામો હાજર થયો!! મારો મિત્ર પ્રમાણિકછે. તેને ખોટું બોલવાનું કંઇ કારણ નહોતું; એટલા સારૂ, તેના બોલવા ઉપર હું પુરે પુરો વિશ્વાસ રાખુંછું. વારૂ, તે

માણસ આ શિક્ષા અમલમાં આવ્યા પછી જો હાજર થાત તો સરકારે કરેલા ઇનસાફને કેટલી એબ લાગત! જો તે માણસને ફાંસી ચડાવીને મારી નાંખ્યો હોત તો તેને ફરી જીવતો કરવાની શક્તિ કેનામાં હતી? હશે, ખેર, મરણની શિક્ષા બીલકુલ હોવીજ ન જોઇએ, એવો જે કેટલાક સુજ્ઞ અને વિચાર વાળા માણસોનો અભિપ્રાયછે, તેનું કારણ એજ હોવું જોઇએ.

હું લાંચ ઘણી ખાતો અને ઘણી વાતો અન્યાયની કરતો, તોપણ સાહેબ પાસે એવી રીતે વર્તતો હતો કે, તેને એમ લાગતું કે, હું ઘણોજ ચોખ્ખો માણસછું, બીજું જ્યાં જરૂર પડે ત્યાં તે મારી શિફારસ કરતો. એક વખત અદાલતમાં અમલદારની જગો ખાલી થઇ હતી, તે મને અમારા આ સાહેબની ભલામણથી મળી હતી. તે જગાનો પગાર મારી જગોના પગારથી વધારે ન હોતો; તોપણ ત્યાંના કામની માહિતી થવા સારૂ, અને વખત આવે તો, તે ખાતામાં દાખલ થવાનો મારો ઘણો હેતુ હતો. મેં ત્યાં આસરે ૧૭ માસ કામ કર્યું. તેટલી મુદતમાં તે ખાતાની સર્વે ગુહ્ય વાતો મારા જાણવામાં આવી ગઈ તે ખાતામાં શિપાઈથી તે શિરસ્તેદાર સુધી સર્વે ઉપર જે કાંઈ પૈસાનો વરસાદ વરસેછે! તે સર્વે વિગત વાર હાલમાં ધ્યાનમાં નથી. તોપણ, દાખલા તરીકે કહું છું કે, ત્યાંની કામગિરી ઉપરનો સાત રૂપીયાનો પગારદાર પટાવાળો, મામલેદાર કચેરીના ત્રીસ રૂપીયાના પગારદાર તીજોરી કારકુનની જગો પત કરવાનોનથી! ચમત્કાર જુઓ કે, સાત રૂપીયા કમાનાવાળો માણસ, ઘેરમાં છ માણસનો સંસાર ચલાવીને, છોકરાં બચ્ચાંનાં લગ્ન કાર્યો કરી, સારી પેઠે ખાઇ પી, બે પૈસા રોકડા પાસે રાખી, એક ટારડું હમેશ ઘરને આંગણે રાખેછે!! એમાં કાંઇ નવાઇ નથી. ઘણા ખરા ન્યાયાધીશોના શિપાઈઓની આવી સ્થિતિ જોવામાં આવેછે; જુઓ, પ્રતિવાદી ઉપર સમન્સ બજાવવું, સાક્ષીઓને હાજર કરવા; માલની જપ્તિ કરવી, જમીનનું લિલામ પોકારવું, ઈત્યાદિ

મોટાં મોટાં કામ સરકાર તેમના હાથમાં આપેછે, તેથી તે સંબંધી કામના લોકો ઘણું કરી દ્રવ્યવાન થાયછે. ત્યારે આ સીપાઈઓને પૈસો મળેછે તેમાં નવાઈતો શાની, જમિ વિગેરેના કામમાં તો પૈસો જરૂર મળવાનોજ. કેટલીક કોર્ટોમાં આવી મિલકતની કામગિરીનાં કામ કારકુન લોકો વેહેચી લેછે આ ખાનગી મસલતો ન્યાયાધીશ લોકો ખુલ્લી રીતે જાણેછે, તેથી તેનો બંદોબસ્ત થાયતો સારૂં એવી તેમની ઇચ્છા છતાં, તેઓથી કાંઇ બનતું નથી કારણકે, આ કામ પેદાસનું તે બજાવવાને શિપાઈ મોકલો, અગર કારકુન મોકલો, તોપણ તે પૈસા ખાવાનોજ, તેથી તેમાં ધ્યાન આપો તોય શું અને ન આપો તોયશું ?

હાથમાં કામગિરી આવે, એટલે શિપાઈને અગર કારકુનને (જેના હાથમાં આવી હોય તેને) જુસ્સાનો આવેશ ચઢેછે. કારણ, પક્ષકારોનો નફોનુંકસાન સર્વે તેમના હાથમાં હોયછે. એટલે એમ સમજવાનું કે, સમન્સ કાઢયા પછી, પ્રતિવાદીને દેખાડી દેવા સારૂ વાદી અને સિપાઈ સાથે નિકળેછે, તે પ્રતિવાદીના ગામ નજીક આવે: કે આ ખબર પ્રતિવાદીને થયાથી, તેનાહાસી જવાની તૈયારી કરવા માંડેછે; ત્યારે સિપાઇ જલદી કરે તો ઠીક; નહીંતો તે ભાગી જવાનો, અને વાદીનો શ્રમ તથા તેનો હાલનો કરેલો ખર્ચ નાહક વ્યર્થ જવાનો. આ વખતે વાદી સિપાઈને અરધો યા પા સહેજ આપે કે નહીં? વારૂ. ઘેરમાં ચાલતી આવેલી લક્ષ્મી સિપાઇ બાપડો જે સાત રૂપીયાનો નોકર તે તેનો શામાટે અનાદર કરે? એવો મૂર્ખ આ દુનિયામાં કોણછે કે જેને લક્ષ્મિ ચાંલ્લો કરવા આવે ત્યારે મોંહો ધોવા જાય? જમિના કામમાં તો આ કામદારોને ઘણો પૈસો મળેછે. એટલે પ્રથમ દરખાસ્ત કાઢવાનેજ, રકમ પ્રમાણે રૂપીયો બે રૂપીયા ચેરીમીરી મળવાની. પછી બજાવણી કરનારા અલલદારની દક્ષિણા તે જુદીજ! આવા પ્રકારે રૈયત ડુબેછે.

શિવાય, બિન વારસી કે નાહાની વયના છોકરાની મિલકત જપ્ત કરતી વેળા કોર્ટના લોકોને જે લાભ થાયછે તે કેવળ અવર્ણનીય છે! આવિષે મને પોતાને એક વાત ખબર છે, તે આ ઠેકાણે કહુંછું. એક નાહાની વયના છોકરાની માલમિલકત, તે ઉમરમાં આવે ત્યાં સુધી તાબામાં રાખવા વિષે એક અમલદારને કોર્ટનો હુકમ થયો. તે માલ મિલકતની જગોયે તે કોર્ટનો અમલદાર જઈ, ત્યાં પંચના મત્ત પ્રમાણે, તેની સર્વે જીંદગી જપ્ત કરીને, પોતાના તાબામાં લઈ તાલુકાની જગોયે હાજર થયો. પછી શું કહેવાનું? જપ્ત કરેલા માલમાં ખરેખાત પાંચ હજાર રૂપીયાની કિમતના કાપ હતા; તે પોતે ઉચ્ચાપત કર્યા, તેની અવેજીમા કૃત્રિમ, એટલે જોવામાં તેથી વધારે સરસ અને ખુબીદાર પરંતુ માત્ર ચારસો રૂપીયાની કિમતના કાપ દાખલ કર્યા તેમજ વાળીનું! તેમજ નથ, કલ્લાં ઈત્યાદિ જવાહિરનું કર્યું!! ખરાખરા કાઢી લઈ તેને બદલે ખોટા રાખ્યા! આ જપ્તિમાં આવેલી માલ મિલકત ખરેખર આસરે આઠ લાખની હતી. તે આ પ્રમાણે રૂપાંતર થઈને માલિક મોટો થઈ તેને કબજે મળ્યો, ત્યારે આસરે દોઢ લાખની તેના હાથમાં ગઈ! કોઈ એમ કેહેશે કે, આ વસ્તુઓ પંચે જોએલી હતી, એમ છતાં આ પ્રકારનો ફેરફાર કરવાંનુ કેમ બન્યું હશે? તેના જવાબમાં એટલુંજ કહેવાનું કે, તે વસ્તુઓ પંચે જોયેલી હતી ખરી. પણ, તેમાંથી દરએક વસ્તુ ઉપર તેઓએ નિશાન કરી રાખ્યું નહોતું! આ વસ્તુઓ ઘરમાંથી નિકળી તેટલીજ વાર તેઓ સાક્ષી તરીકે હતા. પછી એમાં જે ફેરફાર થાય તે કોર્ટના કામદારોના કર્યાથીજ થાય એમાં શું નવાઇ?

એવી ઘણી વાતો મારા જાણ્યામાંછે. તે અહીંઆ કહેવામાં કંઈ માલ નથી. હવે આ પ્રમાણે અનીતિ નથવા સારૂ, કેવી જાતની તજવીજ કરવી જોઈએ? એનો જવાબ એટલોજ કે, કામદાર લોકો પ્રમાણિક અને વિશ્વાસુ જોઈને રાખવા, તેમના

ઉપર સખ્ત નજર રાખવી. બીજો ઉપાય નથી. વાજબી રીતે જોઈએ તો કોર્ટ તરફનું દરેક કામ મહત્વનું છે; તે સારૂ, ન્યાયાધીશે પોતાના હાથ નિચેના કામદારો ઉપર પુરતો ભરોસો રાખી તેમને હાથે કામ લેવું; એ અવશ્ય જરૂરનું છે.

હું પાછો મારી જગો ઉપર આવી હાજર થયો! અમારા પહેલા સાહેબ બદલાઈને નવા બીજા આવેલા હતા. મારી જગ્યાએ મારી ગેરહાજરીમાં ઈનચાર્જ પણે કામ કરનાર અવલ કારકુને કાબેલીઅત પણે કામ કરી નવા સાહેબની સારી પ્રીતિ મેળવેલી હતી. તેનો કાબુ જામતો જાયછે, એટલામાં હું આવી પોહોચ્યો; ત્યારે તે મને દુશ્મન જેવો જોવા લાગ્યો; પણ તેનો કાંઇ ઈલાજ ચાલ્યો નહીં એટલે શું કરે? લાચાર! તે મુંગે મોહોડે કામ કર્યા કરતો; અને તે દિવસથી તેના મનમાં મારે વાસ્તે વહેમ આવવા લાગ્યો. ને એવું સમજવા લાગ્યો કે તેની આગળ પિરસેલું ભોજન મેં ખેંચી લીધું. આ તેનું ધારવું વ્યાજબી હતું કે? ના; ધન લોભનો મહિમા અગાધછે! મારાવિશે તેના મનમાં જે પાપ પેદા થયેલું તે પોતાના તરફથી છુપાવતો હતો, પણ પ્રસંગોપાત તે એકદમ બાહાર પડતું. મનમાં એકાદી વાત ગુપ્ત હોયછે ત્યાંસુધી તે બીજાના કબ્જામાં આવતી નથી; પણ તે ઘણી થાય ત્યારે સૌના જાણ્યામાં આવેછે. આ વાત છતાં ઘણા દિવસ સુધી નિભાવ્યા બાદ તેનેનેમારે એકદમ સળગી. લાગ આવે એટલે અમે એક બીજાની આધા પાછી સાહેબ પાસે કરતા હતા. આ વાત એટલે બધે દરજ્જે વધી ગઈ કે ખુદ સાહેબના દિલમાં એમજ ઠસી ગયુંકે અમે એક બીજાની અદાવત કરીયે છઈએ એટલુંજ નહીં પરંતુ મૂર્ખ અને લબાડ છઈએ! ત્યારે અમારા બેઉ ઉપરનો તેનો ભરોસો ઉઠી ગયો. પરંતુ, સાહેબ લોકો ઘણું કરીને સ્વભાવે ઘણાજ સારા હોયછે; હરકોઈ વિષય તેમના જાણવામાં આવે, તોપણ કાયદેસર ફર્યાદ થયા વિના તેનો તપાસ કરતા નથી, અને કોઇને

નાહક નુકસાન કરતા નથી. એવું ઘણા દિવસથી મારા અનુભવમાં આવેલ હતું; તે પ્રમાણેજ આ અમારા સાહેબની વૃત્તિ હતી. જો કે અમો બેઉ જણ અવળે રસ્તે ચાલતા તોપણ આગળની માફકજ અમારૂં કામ ઘણાં વર્ષ લગી ચાલ્યા કર્યું.

ખરેખર, આ અમારા ચડતીના દિવસમાં અમો પાપ પૂણ્ય તરફ જરાયે જોયુ નથી! અમે શું કરીયે છઈએ, એનો પરિણામ શું નિપજશે, તે વિશે મનમાં જરાય અંદેશો નહોતો! તેનું આ પ્રાયશ્ચિત્ત હવે ભોગવવાને તત્પર રહેવું જોઈએ! ખાવાને પહેલા અને ભોગવવાને છેલા કેમ? પહેલા દિવસ યાદ આવેછે એટલે મનને દુઃખ થાયછે; તોપણ, તે અનુપમ સુખ આપણે ઘણા દિવસ સુધી ભોગવેલછે, એમ લાગવાથી અંતઃકરણનું કેટલેક પ્રકારે સમાધાન થાયછે! હર, હર, સમાધાન થાયછે એવું મેં લખ્યું તે શા સારૂ? હે પ્રાણ દુષ્ટ કર્મ કર્યાથી સુખ તને પ્રાપ્ત થતું તેના સ્મર્ણથીજ તારે હવે સંતોષ પામવો કે? અંતઃકરણની પાપ વૃત્તિ આગળ કાંઈ ઉપાય નથી.

પાપ કરવાની કોઈને ઈચ્છા હોતી નથી. સુખ મળવાના હેતુથી લોકો પાપ કરેછે. તોપણ હરકોઈ વખતે પાપનો ઘડો ફુટીને તેનું ફળ પોતાને ભોગવવું પડે, એ વાત એમના જાણવામાં ન હોય એમ તો નથી પરંતુ. મદના યોગે કરી તે હમેશાં ધ્યાનમાં રહેતી નથી; અને પગલું કુમાર્ગ તરફ પડેછે. આ પ્રમાણે એક વખત કુમાર્ગથી ચાલવાની ટેવ પડે, એટલે ઉપરની કહેલી વાત મનમાં આવે તોપણ એવું લાગેછે કે એક વાર વટલાણા તોપણ એ અને સોવાર વટલાઈએ તોપણ એનું એજ છે માટે હાલનું સુખ શા સારૂ ન ભોગવવું? પછી જે થવાનું હશે તે થશે. આ પ્રમાણે ઘસડાતાં ઘસડાતાં માણસ નિકૃષ્ટાવસ્થા પામેછે. ખુદ મારી અવસ્થા આ પ્રમાણેજ થઈ. પાપનો ઘડો ફુટીને તેને બદલે શીક્ષા થવી જોઈએ, એવો ઈશ્વરી સંકેત દેખાયછે, તેમજ આ પાપ બાહાર પડવાને યોગાયોગ ઘડી

આવવી જોઈએ, એવી પણ યોજના હશે એમ લાગેછે. જોકે ખરેખાત જોઇએ તો મારી જગો ઉપર જે મારો પહેલો કારકુન કામ કરતો હતો, તે ઉઠીને મારા આવવાથી મારી સાથે દ્વેષ બુદ્ધિ રાખે એ યોગ્ય હતું કે? દિવાની કોર્ટમાંથી રજા ઉપર ગયેલો માણસ પાછો આવી પોતાની જગો ઉપર દાખલ થયો તેથી હું પોતે મારા કામ ઉપર પાછો આવ્યો એમાં મારો શું ગુન્હો? પણ જે થવા કાળ તેના આગળ કોઈનું ચાલતું નથી! અમારે એક બીજાને પક્કી અદાવત ચાલી રહી હતી. દર-મ્યાનમાં એક કામમાં તજવીજ રાખી મારા ઘરમાંથી મુદ્દાનો માલ તેણે પકડી દીધો! તેથી હું તપાસની વખતે ઘણોજ નિરાશ થયો. મેજીસ્ટ્રેટ આગલ તપાસ ચાલી મારા ઉપર સાબિતી થઈ અને મારૂં કામ સેસન કમીટ થયું. ત્યાં હું બનતી કોશિશ કરી થાકયો. પરંતુ પુરાવો ખુલ્લો હોવાથી સર્વે મહેનત વ્યર્થ ગઈ. છેવટ જડજ સાહેબે મને શિક્ષા ફરમાવી, ત્યારે મને સર્વે બ્રહ્માંડ યાદ આવ્યાં!. માણસ મરે એટલે તેનું પ્રેત જેમ એકલુંજ લઈ જવામાં આવેછે, તેમજ મારા કુટુંબમાંથી મને એકજ ને કારાગ્રહમાં લઇ જવામાં આવ્યો! જુઓ, જ્યારે સિપાઈઓયે મને પ્રથમ પકડી આણ્યો, ત્યારે મારી બાયડી છોકરાં પોકે પોકે રડતાં મારી નજરે પડયાં. તે વખતે મને ઘણું-જ દુઃખ થયું. મનોવૃત્તિનો શું ચમત્કાર છે તે જુઓ! હું મોટો કમાઉ કામદાર હતો ત્યારે મેં તેહને બરાબર સુખ આપેલ ન હોતું! તો હવે તો તેહને સુખ કયાંથીજ મળવાનું? હવે આ કારાગૃહમાં જતાં મને તેની દયા આવી! ખરેખાત મારા મને મને એમ ખેદ કરાવ્યો કે "અરે ચંડાળ, તું આ તારી ધર્મ-પત્નિની અવગણના કરી. અનીતિથી વર્ત્યોતેથીજ આવુંફળ મળ્યું"

## ભાગ ત્રીજો.

હે પ્રિય મિત્રો, હવે હું મારા કર્મ કાંડનું છેવટનું ચરિત્ર કહું છું તે સાંભળો હું આ કારાગૃહમાં યમયાતના ભોગવું છું. બાર વર્ષ સુધી એક સરખા રોજગારની ધુનમાં હતો. તેટલી મુદતમાં દેવનું સ્મર્ણ મારા સ્વપ્નામાં પણ થયું નથી. પણ હવે તેનું સ્મર્ણ થયા વિના એક પળ પણ જતી નથી. ઠીકજ છે! રોગ થાય એટલે વૈદ્યનું સ્મરણ થાયછે! પણ મિત્રો ઘણું સંભાળજો. અન્ન ન મળે તો ભિક્ષા માગજો, પરંતુ, પાપ કર્મ કરી આ દુઃખ દરિયામાં પડતાનાં. ભોજન સમયે રૂપાંની થાળી તો ઘેર રહી તેને બદલે અહીં તો માટીની તાવડી મળી! ચાંદીના વાટકા કયાંછે? રામ પાત્ર સાથે ગાંઠ! પંચ પકવાનનું ભોજન કયાં ગયું! હવે મળ્યા જારના રોટલા, પાછલા સુખની યાદ દાસ્ત હવે શા સારૂં જોઇએ? આ ખાદીનો ટોપી! આ નબર વાળું ખાદીનું કડીયું! આ ચોરણો પગને લાંછન લગાડનારાં આ લોઢાનાં ઘરેણાં! આખો દાહાડો મરતાં સુધી કામ કરવું! અને આવા આ પોશાકથી એક સાદડી ઉપર આખી રાતપડી રહેવું સ્વતંત્રતાનું તો સ્વપ્નામાં પણ દર્શન થતું નથી! હરહર ખરેખર આ સ્થિતિ કરતાં મોત સારૂં! હે મિત્રો, મેં નિચ કર્મથી પેદા કરેલી દોલત મારા ઘરમાં સારી પેઠે છે! મારૂં અંગવસ્ત્ર. (પાતર) જેને મારા જીવ કરતાં હું વધારે માનતો હતો, તે ખુશીમાં ચમન કરેછે, અને મારી આવી અવસ્થા થયેલી છે! આ હું મારા કર્મથી પડ્યો! હવે આંખમાંથી આંસુ કાઢીને શું ફાયદો? હે મન, હવે તું આ અફસોસ છોડીદે, અને તારા દેશ બાંધવોને પોતાના અનુભવનો ઉપયુક્ત એવી બે વાતો કહી સંભળાવ! હે દોસ્ત, હું તમોને સોગન ખાઇને એમ કહુંછું કે, અન્યાયથી દ્રવ્ય સંપાદન કરવામાં કાંઇ સાર નથી. તેથી છેવટ અતિ દુઃખ પ્રાપ્ત થાયછે. જુઓ કે, મેં ન્યાય અન્યાય તરફ ન જોતાં ઘણો પૈસો પેદાકર્યો. ત્યારે તે મને સુખ કારક લાગ્યો.

હવેના દુઃખના દિવસ આવશે એવું મારા સ્વપ્નામાં પણ કોઈ વખત આવેલું નહોતું. પણ જુઓ શું પરિણામ થયું તે! હક નહી છતાં લોકોને સતાવીને તેઓયે મહેનત કરી મેળવેલો પૈસો મેં લીધો, એ એક પાપ; ખોટાનું ખરૂં અને ખરાનું ખોટું કરાવ્યું એ બીજું પાપ; યજમાન સાથે નિમકહરામ પણાથી વર્ત્યો એ ત્રીજું પાપ; નાહક કેટલાકના ઘર ઉપર જુલમ ગુજાર્યો એ ચોથું પાપ; ધનાંધ થઈને લોકોનું અપમાન કર્યું અને કેટલીક બાપડી અબળાઓનું પાતિવ્રત્ય ભંગ કર્યું એ પાંચમું પાપ; આ પ્રમાણે પાપોની યાદ કેટલી વાંચુ? તે સર્વે પાપ હવે મને યાદ આવવાનાં નથી; વારૂ તે સર્વે કહીને શું કરવાનું છે? પણ હું ખરેખાત તમોને કહું છું કે, તે મારા સર્વે પાપ કર્મ હવે મારા અંતઃકરણને શૂળી પ્રમાણે વિંધેછે! આ કારાગ્રહમાં મને મારે શરિરે જે દુઃખ ભોગવવું પડેછે, તેના કરતાં લક્ષ ગણી વધારે વેદના મારા મનને થાયછે! પણ મહારાજ કેમ કરૂં? હાથ પોહોચે નહીં અને ઘોડો દોડે નહીં એવી મારી સ્થિતિ થયેલી છે! બળી ગયો મારો અવતાર! અરે જે ભીલ આખોદિવસ જંગલમાં ફરીને, એક બોજો બળતણ ભેળુંકરી સાંજરે ચાર પૈસાનો લોટ ઘેર લઇ જાયછે. અને ઘણાં આનંદથી છોકરાં બચ્ચાં સહ થોડો થોડો રોટલો ખાઈ ખુશીથી રહેછે, તે હાલમાં મારાથી લાખ દરજાજે સુખીછે એવું હું સમજુંછું! હે પ્રિયજન. વાજબી રીતે ચાલીને જે મળે તે મેળવો અને તેના ઉપર નિર્વાહ ચલાવો અનીતિથી પૈસો પ્રાપ્ત કરીને તેથી ઉત્પન્ન થનારાં સુખ ભોગવવાને ઇચ્છા ન રાખો, હું કામ ઉપર હતો ત્યારે ઘણો પૈસો મળતો હતો અને ઘણી જાતનાં સુખ મળતાં હતાં ખરાં: તથાપિ હું જરા એકાંત ગયો. અગર પોતાની સ્થિતિનો વિચાર કરવા લાગ્યો, એટલે મારો જીવ મને ખાતો હતો. મેં એટલાં પાપ કરેલાં છે, કે તેમાંથી કયું પાપ કયારે બાહાર નિકળે અને મારો ઘાત કરે, એવી મને બિહિક રહેતી હતી. પરંતુ, મને એવો વિચાર કોઈ

ફળ વખતે થતે; તેથી ફરી તેનો કાંઈ ઉપયોગ થયોજ નથી. વળી બીજું એવુંછેકે, જે કોઈ મારા જેવા વિષઇ અને મૂર્ખ બનેછે, તેઓને લજ્જાનો છાંટો હોતો નથી, પોતાને કોઈની પરવા નથી એવું દેખાડવામાં તેઓને કાંઈ ભૂષણ લાગતું હશે, પણ તેઓની આ બેપરવાઈ સ્થિતિનું ફળ તેઓ જલદી ભોગવેછે એમાં શંષય નથી. હું જ્યારે 'રાવ સાહેબ' થઈને લાંચ અને વિષયમાં ચકચૂર હતો, ત્યારે મારા એક મિત્રે મને ઘણો બોધ કરી સૂચના આપી પણ તે વખત મેં જેતેને જવાબ આપ્યોછે તેહજી સુધી મને યાદ આવેછે; મેં કહ્યું "તમે કહોછો કે છેવટ પરિણામ ખરાબ છે એટલુંજ કે ? ઘણું તો હું તુરંગમાં પડીશ, અને મારે સખ્ત મજુરીની શિક્ષા ભોગવવી પડશે, એટલુંજ કે નહીં ? એ હમારી તૈયારી છે ! અમે જ્યારે આ કામમાં દાખલ થયા ત્યારથીજ અમારા સારૂ એક ઓરડી તુરંગમાં તૈયાર કરી રાખેલીછે, એવું અમે જાણીયે છીએ !" આ જવાબ કેવળ મૂર્ખાઈનો હતો. કારાગ્રહ માંહેલા દુઃખની જો મને ખબર હોત, તો આવો જવાબ મેં ખરેખર આપ્યો નહોત. તે વખતે જેવો હું હતો, તેવા જે કોઈ હવે હશે, તેઓને મારી વિનતી પૂર્વક પ્રાર્થના છે કે, માહારાજ, 'ઘણુંથાયતો જેલમાં પડીને સખ્ત મજુરીની કેદ ભોગવવી પડશે એટલુંજ કે નહીં' એમ કહેવું ઘણું સહેલું છે: પણ તે ભોગવવું ઘણું મૂસિબતનું છે (તેમાં દેશિ રજવાડામાં જેના ઉપર જુલમ ગુજરીને કેદ અપાયછે તેના હાલ જોતાં આપણા શરીર ઉપર રોમાંચ ઉભા થયા વિના રહેતાં નથી.) અરે આખી રાત પગમાં દસથી વીશ શેરની બેડી, ; આ ચોરણો; આ કડીઉં; આ ટોપી, ખાવાને જાડો રોટલો; આખો દહાડો મરે ત્યાં સુધી કામ; તેમાં ભુલ થાયકે ફટકા લાગવાનાજ; સિપાઈની રજા લીધાવિના પિસાબ કરવાની પણ મનાઈ; એવી સ્થિતિ અહીંઆં ભોગવવી પડેછે ! તે ભોગવવી ઘણી કઠણ નથી કે ? વિચાર કરજો, વિચાર કરજો, નાહક દુર્ગુ-

ણના વ્યસનમાં પડતા નહીં. તુકારામની કહેવત છે કે " સુખ પાહતાં જવા પાડેં, દુઃખ પર્વતા યેવઢેં " એટલે સુખજે છે તે તૃણ માત્ર છે' અને દુઃખ છે તે દરિયા રૂપછે. એવી જે કહેવત તેનો હું હાલમાં અનુભવ લહુંછું. મારૂં આ કહેવું નિરૂપયોગી નથી. આ વાત ફક્ત મજાકછે એમ સમજતા નહીં હુ તમારા જેવોજ હતો, તો મારી હાલમાં આવી સ્થિતિ થયેલી છે. મારા ઉપર વિશ્વાસ રાખી હું જે કહું છું તે ખરૂં સમજજો. મારૂં કહેવું ગપછે એમ માનીને મારા દેશ બાંધવોએ આવી દુર્દ-શામાં આવી પડવુ નહીં, એટલાજ સારૂ હું તમોને ફરી ફરીથી ખુલ્લું કરીને કહુંછુ તે મશ્કરીમાં કાઢી નાખશો નહીં.

વળી સર્વે સજ્જનોને હું મારા અનુભવ પ્રમાણે એમ કહું છું કે, દ્રવ્ય લોભ અને કામની તૃપ્તિ કરવાને જેમ જેમ પ્રયત્ન કરીયે છઈએ, તેમ તેમ તે વિષેની તૃષ્ણા વધારે ને વધારે વધતી જાયછે. દશ રૂપીયા મળતા હોય ત્યારે વીશ ઘણા લાગેછે; વીસ મળવા લાગે એટલે ત્રીસથી આપણી તૃપ્તિ થશે એવું લા-ગેછે; પરંતુ આ સર્વે ભ્રાંતિ રૂપછે. બીજાની વાત રહેવા દો, રાજા લોકના દાખલા લઈએ. જુઓ કે, રૂશીયાના પાદશાહનું રાજ્ય નાહાનું છે કે ? આસરે અરધો પૃથ્વિનો ભાગ તેનો છે, એવું કહીયે તોપણ ચાલે તેમ છતાં પણ તૃપ્ત થઇ બેઠો કે, ? એશિઆખંડના મધ્ય ભાગમાં વધારે રાજ્ય સંપાદન કરવાની તેનીસખ્ત ખટપટ ચાલેલી છે. સિકંદર પાદશાહ નામે જે મહા પરાક્રમી ભૂપતિ પ્રાચીન કાળમાં થઈ ગયો તે ઘણો પૃથ્વિનો ભાગ જીતીને, એક સમે અતિ ખિન્ન થઈ કહેવા લાગ્યો કે " આ સર્વે પૃથ્વિ તાબામાં આવ્યા પછી હું શું જીતીશ " ? આ ઉપરથી દ્રવ્ય લોભ વિશે માણસનીવૃત્તિ કેવી છે એ સ્પષ્ટ જણા-ઈ આવશે તેમજ કામનું છે. જેવા સંપત્તિ વિશે દાખલા બતાવ્યા તેમજ કે, તેથી વધારે ખુલ્લા એવા કામ વાસના વિશે ઘણા દાખલા આપી ખુલાસો કરતાં આવડસે પરંતુ, આ પ્રકરણ

ઘણું બિભત્સ છે, એટલા સારૂ તમારા જેવા સજ્જન પાસે બોલતાં મને શરમ થાયછે. તથાપિ મોહગમ હું એટલુ ઉચિત કહુંછું કે, આ વાતમાં દરેક માણસની વૃત્તિમાં ફેર પડવાથી સ્વાદમાં અને શરીરનારૂપ વિષે વિચિત્ર કલ્પનાથી જુદા જુદા વિચાર પેદા થઈને એટલો જુલમ થાયછે. પરંતુ, મનની વૃત્તીયે જોઈએ તો, સર્વે સરખુંજછે! કોઇ ઠેકાણે કંઈ અંતર નથી! એ વધારે સ્પષ્ટ થવા સારૂ હું એમ કહુંછું કે, જો થોડે થોડે રોટલે ઘણી ક્ષુધા શાંત થાય, અને જેવું તેવું જાડું કપડું મળીને લજ્જા અને ટાઢ તડકાથી રક્ષણ થાય એટલોજ હેતુ જો માણસના મનમાં હોત, તો ગુજરાન ચાલે એટલુંજ દ્રવ્ય મેળવવા વિશે કોઈને એટલો ત્રાસ થાત નહીં અને લૂટ વિગેરે મોટા અનર્થ થાત નહીં પણ સુક્કા કોરા રોટલાથી પેટ ભરાવા લાગે, એટલે રોટલી કે પુરી ખાવાની ઈચ્છા થાયછે; પુરી મળવા લાગે, એટલે લાડવા ખાવાની ઈ છા થાયછે; લાડવા મળવા લાગે એટલે પકવાનો ઉપર વાંચ્છના થાયછે! મુખ્ય હેતુ કહીયે તો, ક્ષુધા શાંત કરવાનો હોયછે. પણ આ તો શાંતિના બદલામાં ચાળા! એ પ્રમાણેજ વિષયનું સમજવું. સ્ત્રિ સંભોગનું પર્યવસાન કામ શાંતિ છે. તેમાં સ્ત્રીની જુવાની, સ્વરૂપ, શરીર માર્દવ, હાવ ભાવ, નેટ નેટકાપણું વીગેરે બાબતોના વિચિત્ર પણાથી માણસ મોહ પાશામાં પડેછે; અને છેવટ નાશ પામેછે આ વાતનો અનુભવ મેં પોતે લીધેલોછે. આ જગતમાં પુરૂષને સ્ત્રી જેવો મોહક પદાર્થ બીજો નથી. અને તેના વગરતેનું ચાલતું નથી. એ પણ ખરૂંછે. તથાપિ, નિર્વાહ જેટલોજ તેમની સાથે સંબંધ રાખવો, અને તરૂણ, રૂપવાન. અને ચંચલ બુધ્ધિની સ્ત્રીઓથી જેટલું દુર રહેવાય, એટલું દુર રહેવું એ ઉત્તમ પક્ષછે! એવી પરસ્ત્રીઓ સાથે સંબંધ યા ગમન કોઇ રીતે ન થાય, એવી કેટલાકની પ્રથમતઃ ઇચ્છા હોયછે પરંતુ, સોબતની અસર થયાથી, તેઓને એવું લાગેછે કે, બેઠકમાં જઈ ફકત ગાયન સાંભળવાને શિ ચિંતાછે. ?

વારૂ, ગાણું સાંભળવા જતાં તેની સાથે વાતચીત કરવાનો પ્રસંગ પડેછે બોલવાનો પ્રસંગ ચાલતાં ચાલતાં ઠઠ્ઠા મશ્કરી ! અને ઠઠ્ઠા મશ્કરી ચાલતાં ચાલતાં આ પ્રમાણે આ દુર્વ્યસન ચોટેછે. મને તે આ રીતેજ લાગ્યું. તેથી કરી પૈસાનો સત્યાનાશ; આ સત્યાનાશના પેટામાં લાંચ ખાવાની ચટક, અને આ ચટકનો આ પરિણામ ! મારામિત્ર સાવધથાઓ ! સાવધથાઓ ! નાહક ભુલ ખાતા નહીં શિરસ્તાદારોએ તથા બીજા કારકુનોયે ઘણી હુશીયારીથી ચાલવું જોઈએ. લાંચના પૈસા આવે, ત્યારે સારૂં લાગેછે. સોનાનો ગંડો ગળામાં ઘાલ્યો એટલે નંદન વનના સુખથી વધુ લાગેછે! પણ મિત્રો આ સર્વે ભ્રાંતિરૂપછે ! જરા વિચાર કરજો હું આવા રંગના ભરમાં છતાં, આગળ પ્રાપ્ત થનારી આ દુર્દશા મારા મનમાં ઠસે એમ કોઈએ કર્યું હોત, તો હું આ સર્વે છોડી દઇ શુદ્ધિમાં આવ્યા વિના રહેત કે? પણ એવું કહેવા વાળો કોણ ? જે કોઈ મારી પાસે આવતો તે મારા જેવોજ થતો હતો. એટલુંજ નહીં પણ તે મારા દુર્ગુણમાં વધારો કરતો. એ પ્રમાણ મારા દુર્ગુણ વધીને છેવટે મારો. ઘાણ વળ્યો. વારૂ મારૂં જે થયું તે થયું પરંતુ મિત્રો, તમો તો સંભાળીને ચાલજો. હે મિત્રો ઘણો પૈસો મળવાથી પણ માણસની તૃપ્તિ થતી નથીં, તેમજ વિષય વાસના ઘણે દરજ્જે વધ્યાથી પણ કામ શાંતિ થતી નથી; આ પ્રમાણે મારા અને મારાથી લાખ દરજ્જે શાણા પુરૂષોના અનુભવમાં આવેલું છે, ત્યારે નાહક ખુલ્લું કરવાની શી જરૂર? નીતિથી ચાલવું; જે મળે, તેનો નિયમસર વાપર કરવો; અને તેટલી કર કસરથી સંસાર વ્યવહાર ચલાવવો, ભવિષ્ય નો વિચાર કરવો; પરમેશ્વરથી ડરીને ચાલવું; પાપનો ત્યાગ કરવો, પુણ્યનો વધારો કરવો અને દુનિયામાં સારૂં નામ મેળવી દેહ ત્યાગ કરવો ત્યારેજ જીવ્યાનું સાર્થક છે! નહીંતો મારા જેવાં કુતરાં ભુંડાણા શું થોડાંછે ?

હવે મારા મનમાં આ દેશમાં રહેનારા અમલદાર સાહેબ

લોકને એ બોલ સંભળાવવાના છે, તે કહુંછું. સાહેબ મેહેરબાનો, તમારામાંથી ઘણા લોકોના સ્વભાવ ઘણા સારા, મન ખુલ્લાં વખાણવા યોગ્ય છે, આ વાત તમોને અત્યંત ભુષણરુપદ છે અને અમને ઘણીજ હિતકારક છે. તમારાં મન જો દુષ્ટ, વહેમી, અને સવળાંનું અવળું કરનાર હોત, તો અમારા દેશના લોકોના ભુંડા હાલ થયા વિના રહેત નહીં તમારા મન સુઘડ થવાનું કારણ. વિદ્યાનો પ્રસાર છે. તેવો પ્રસાર અમારામાં નથી, એ મોટા દુઃખની વાત છે. અમો તમારા હાથ નિચેના હલકા લોકો લાંચ લઇએ છીએ, એટલુંજ નહીં પણ ખરાબ ચાલથી વર્તીયે છીયે. તેથી કરીનેજ લોકોની દુર્દશા થાયછે, અને એમાં તમારૂં બચાવનું આચરણ આજ પ્રકારનું હોત, તો આ દેશના લોકોની પુરી કમબખ્તી હતી! ઘણું તો શું કહું, પણ મુસલમાની રાજ્યના કરતાં દશ ગણો કે સો ગણો જુલમ થયો હોત! પરંતુ તમો ઇંગ્રેજ લોકો, ઘણું કરી, તેવા નથી, તેથી અમે તમારો અને જગદિશ્વરનો આભાર માનીયે છઇએ. હું દેશી માણસ છું. હું મારા દેશી બાંધવોનાં છિદ્રો ઉઘાડાં કરૂં એ મને લાયક નથી, એવું કોઇ લોક સમજે તો ખુશીથી સમજવા દ્યો. તેઓની હું પરવા કરતો નથી. આ મારા દેશી બાંધવોની મરજી સારૂ ખરી વાત કહેવાને શરમાવું, એ મને કેવળ ગેરવાજબી લાગેછે. તેઓ મને કર્મી જાગ્યો એવું કહેશે તો સુખે કહે તેનીં હરકત નથી. હું ખરેખરી વાતો તમો અધિકારી સાહેબ લોકોના કાન ઉપર નાખુંછું, અને તેથી કરી લોકોનાં દુઃખ કિંચીદ્ કમી થાય. એવી આશા રાખુંછું. સાહેબ બહાદુરો, અમારા દેશના સર્વે લોકો ખરાબ છે એવું નથી. તેમાં સારા લોકો પણ ઘણાછે. પરંતુ હાલમાં જેઓ સરકારી કામ ઉપર છે, તેઓમાંથી ઘણા ઉપર સખ્ત નજર રાખવાની જરૂર છે, એ પકકું ધ્યાનમાં રાખવા જેવુંછે. અમારા લોકો એવા કેમછે, એ વિશે બે વાતો મારા જાણવામાં છે તે આ જગોયે કહુંછું. અમારા ઘણા ખરા લોકો અશિક્ષીત છે; તેમના

મન ઉપર નીતિનો ઠસ્સો જેવો ઉઠવો જોઇએ તેવો ઉઠેલો નથી; પોતાને મોટા ઓધ્ધાની જગો મળવાની નથી, અને આ ટુંક પગારની નોકરીથી પૈસો બચવાનો નથી, પૈસા વિના નિર્વાહ ચાલવાનો નથી, અને ગમે તે રિતે ચાલીયે તોય કોઇ સોનાનું કડું હાથમાં ઘાલવાનો નથી; ત્યારે અમલ ચાલુછે, ત્યાં સુધીમાં બે પૈસા કેમ ન મેળવી રાખીયે, એવું તેઓને લાગેછે. વળી બીજું એક એછે કે, લાંચ લેવી એ મહા પાપછે, એવું કોઇના સ્વપ્નામાં પણ આવતું નથી એનું કારણ એવું છે કે, જે મોટા મોટા સરકારી કામદારોનાં નામ અમોને ખબર છે, અને જેની ચાલ પ્રમાણે ચાલવાની અમારી ઇચ્છા હોય, તેવા નિરપ્રેહી લાંચ ન ખાવા વાળા વિખ્યાત એવા પુરૂષો થોડા છે પેશવાના વખતનો મોટો શાહાણો સરકારી કામદાર નાના ફડનવીસ; તેનો દરમાસે પગાર ફક્ત રૂપૈયા ૨૫ પચીસનો હતો; એટલે વર્ષના ત્રણસો રૂપૈયા મળતા. પણ આ ગ્રહસ્થ જ્યારે જીવંત હતો ત્યારે તેના પાસે નવ ક્રોડ રૂપૈયા હતા એવું બધા કહે છે. જો લાંચથી નહીતો ક્યાંથી આ મોટી રકમ આવી? ફક્ત લાંચ લીધાથીજ! જ્યારે નાના ફડનવીસ જેવા વિચારી અને શાહાણા માણસે લાંચ લેવામાં ખામી રાખી નથી, ત્યારે અમેતો શું ગણતીમાં, અમે તો કાંઇ તેના જેવા પવિત્ર નથી! એવા વિચાર અમારા દેશી લોકોના મનમાં ફર્યા કરેછે. આ એક પેશવાઇનો મેં દાખલો કહ્યો. કારણ, આ જગત પ્રસિદ્ધ દાખલો છે. એ પ્રમાણેજ હાલ ઇંગ્રેજી રાજ્યમાંથી નાના પગારનાથી તે મોટા પગારના નોકર સુધીની લાંચ લેનારાની યાદી કરવામાં આવે તો, તે ઘણીજ મોટી થશે! સાહેબ મેહેરબાન, તમને ખબર નથી, પણ સાંપ્રત કાળમાં લાંચ લેવાનો સપાટો સારી પેઠે ચાલેલોછે! સાહેબ, વધારે શું કેહેવું, પણ જે ગરીબ બાપડો પરમેશ્વરનો ડર રાખી લાંચ લેતો નથી તેને બીજા કામદારો વેદીયો યા મૂર્ખ ગણેછે! લાંચ લેવી એ જે નઠારી ચાલ તે બંધ થઇને સુમાર્ગની જે સારી ચાલ લોકોમાં દાખલ થશે કે

નહી એ શંપય ભરેલું છે! સાહેબ બહાદુર, તમો ફક્ત પરદેશીછો એટલુંજ નહીં, પણ પરખંડના છો; તમારી ભાષા જુદી છે. તમો અમારામાં નહીં ભળતાં જુદાજ રહોછો; તેથી આ વાતનો બંદોબસ્ત થવો કઠણછે, કારણ, આ સંબંધી અંદરની ખટપટો તમારા જાણવામાં આવતી નથી. વળી જ્યાં સુધી તમો પરાયા તરીકે વર્તશો ત્યાં સુધી આ ખટપટો તમારા જાણ્યામાં આવશે એવી આશા નથી. તોપણ જો તમે તમારા તાબાના લોકો સાથે પ્રીતિથી વર્તસો તો તેથી કરી કાંઇક દરજ્જે મિઠાસને લીધે આ બાબત થોડી ઘણી પણ તમારે કાને આવશેખરી. જે મોટી કચેરીમાં વરીષ્ઠ અધિકારી નિસ્પૃહ દેશી લોકોછે ત્યાં આવે પ્રકારે પાપ થતું નથી. આપ સાહેબ હજુર એકાદ મોટા કેસ આવે, અને તેમાં ઘણી ઘણી જાતના મતલબના ગુંચવણવાળા સો પચાસ કાગળ હોય, તો તે અક્ષરે અક્ષર તમો વાંચો છો કે કેમ? ના. કારણ આ કામ ઘણુંજ કંટાળા ભરેલું અને ઘણોજ વખત રોકે એવું છે. જો તે પોતે વાંચવામાં નહીં આવે, તો અંદરના મતલબ વિષે શિરસ્તેદાર ઉપર વિશ્વાસ રાખવો પડે કે નહીં? હા, રાખવોજ પડે! વારૂ, આવા મોટા કામમાં કાંઈ મુદ્દા હોય કે નહીં? હોયજ. ત્યારે આમાં નાના ફડનવિશી કરવાને (લાંચ લેવાને) શિરસ્તેદાર ભુલે કે? ના નહીંજ! વારૂ, આવા કામમાં સાહેબ શું કરે? દરેક કાગલ પોતે વાંચી દરેક કામનો નિકાલ કરવાનું જો સાહેબ ધ્યાન ઉપર લે, તો આખા વર્ષમા કલેકટર સાહેબ જેવાના હાથથી, ભાગ્યેજ એકાદા કામનો નિવેડો થાય! આ પ્રમાણે કામ કેમ ચાલે, અને રૈયતને ઇનસાફ જલદી કયાંથી મળે? હાલના વખતમાં રૈયતને બેઉ તરફથી નુકસાન છે. એટલે પૈસો મફત જાયછે, અને અન્યાય થાય છે. હવે એનો ઉપાય નથી એમ નહીં. પણ એક ઉપાય છે, તે ઘણા કાળનો અને ઘણી મહેનતનો છે. તે એટલોજ કે, રૈયતે ઇંગ્રેજી ભણીને પોતાના હક્કો શાશાછે તે સમ-

જી લઈને ખુદ સાહેબ લોકો સાથે સંબંધ રાખશે, એટલે મારા જેવા લપટ ઝપટ શિરસ્તેદારોનું કાંઇ ચાલવાનું નથી, તથા તેઓના ખીસા ભરવાનું કારણ નથી. સાહેબ લોકો અમારી ભાષા ઉત્તમ ભણીને, અમારી સાથે મળીને, અમારી રીત ભાત સમજી લઈને, તથા મુસદ્દીપણાના દાવ પેચ શિખી જો સારીપેઠે વાકેફગાર થશે, તોજ આ અન્યાય બંધ થાય. પણ એટલી મહેનત લેવાને સાહેબ લોકોને કાંઈ પ્રયોજન છે? જેના પેટમાં દુઃખે તે અજમો ફાકે. રૈયતને નુકસાન થાયછે; માટે રૈયતેજ પ્રયત્ન કરી આ ફાંસમાંથી છુટવું જરૂરનું છે.

સાહેબ બહાદુરો, શિરસ્તેદાર લોકો તમને ફસાવીને પોતાની મરજી માફક ચમન કરી લે છે કે નહીં, તે જોવું હોયતો ઘણા દાખલા મળી આવશે. પણ તે સર્વે કહેવાને મને હવે વખત નથી તોપણ હાલ તેવા બે કહું છું તે સાંભળો. પહેલું પ્રમાણ એવું છે કે, તમો તમારા શિરસ્તેદારને તમારા હાથ તળેથી, કોઈ પણ દેશી અમલદારના તાબામાં પગારમાં દશ રૂપીયા વધારો કરી શિરસ્તેદારી કરવા જવાનું ફરમાવશો. તો તે પોતાની ખુશીથી જવાનોજ નથી. કારણકે એકજ લોઢું અને એકજ લાકડું હોવાથી પોતાની ખટપટ કાંઈ ચાલવાની નથી એવું તે પકકું જાણેછે. મેં પોતે સાંભળ્યું નથી, પણ મારા એક મિત્રના કહેવાથી મને એવી એક ખબર છે કે, એક સેશન જડજ મશ્કરીમાં એક વખત એવું બોલ્યો કે, 'હું જો મારી કોર્ટનો શિરસ્તેદાર હોત, તો હાલના કરતાં બમણો પૈસો પેદા કરત!!' આ તો કેવળ અતિશયોકિત લાગેછે. તોપણ શિરસ્તેદારોને વધારે પૈસા મળેછે, એવું તે સાહેબના જાણ્યામાં હતું, એવું તેના બોલવા ઉપરથી સિદ્ધ થાયછે. બીજું પ્રમાણ એ કે; જે શિરસ્તેદાર લોકો નિર્વ્યસની હોયછે, તેઓ પાસે વધારે પૈસો હોયછે. હું પોતે મારી વાત કહુંછું. મને જો આ બાહારના ફંદનું વ્યસન ન હોત ને મેં જો દ્રવ્ય સંગ્રહ ઉપર નજર રાખી હોત તો આજ દીન

સુધીનાં મારા પાસે કમતીમાં કમતી ૨૫ પચીસ હજારની રકમ રોકડ થઈ હોત. મારી વાત રહેવા દ્યો. અમારી કચેરીમાંનો જે દ્રવ્ય લોભી શિરસ્તેદાર મેં ઉપર કહ્યોછે, તેના સંગ્રહમાં જેટલો પૈસો હતો તેટલો આ જે આસીસ્ટંટ કલેકટરના ઘરમાંથી નિકળવાનો નથી. જો તપાસ કરીયે તો હાલમાં એવા કેટલાક દાખલા નજરે પડશે, તેથી ખાત્રી થશે કે હું ગપ હાંકતો નથી ! સાહેબ, હિંદુસ્થાનના કેટલાક લોક તમને ફસાવેછે, એવું મનમાં આણીને નાહક રિસ ચઢાવતા નહીં, તેમજ દુઃખી થતા નહીં. જે ખરેખરૂ છે, તે તમોને વિદિત કર્યુંછે; માટે વિચાર કરીને અન્યાય કમી કરવાની યુક્તિ શોધી કાઢો અને અન્યાય અટકાવો; પરંતુ આ ઉપરથીજ માત્ર દરેક શિરસ્તેદાર અગર કારકુનને તપાસ કર્યા વગર કનડતા નહીં.

હવે અમારા સરકાર સંબંધી બે વાતો કહીને મારૂં ભાષણ બંધ કરૂંછું. મહારાજ, હું કાંઈ મોટા રાજ્ય કારભાર કરનારો નાના ફડનવીસ નથી. હું એક નાહાની કચેરીમાં ગરીબ જેવો કારકૂન હતો. તે જગો ઉપર છતાં જે અનૂભવ મને મળ્યોછે, તેનો આપ વિચાર કરશો, એવું જાણીને હું તે તમો સાહેબને જાહેર કરૂંછું. સાહેબ લોકોની સ્વારીયો તાલુકામાં ફરવાથી, દેશને ફાયદો કેવા પ્રકારનો થાયછે તે મને હજી સમજાતું નથી. પરંતુ તેથી રૈયતને, તેમાં ઘણું કરીને ગામડાના ગામડીઆઓને ઘણો ત્રાસ થાયછે, એ હું ખાત્રીથી કહુંછું. આગળ ઘણું બોલ્યો છું, પણ ફરી એક વાત ધ્યાનમાં આવી છે તે દાખલા તરિકે અહીંઆ કહ્યા વિના રહેવાતું નથી. જોકે, કોઈએક ઘાસવાળીનો ભારો અમારા રાવસાહેબના સોપાઈ ઘોડ સારૂ લાવીને, તેના પૈસા પૂરા નહીં આપતાં કાંઈક થોડું આપીને બાપડી ગરીબ જે ઘાંસવાળી તેને ધક્કા મુક્કી કરી હાંકી કાઢે છે ! વારૂ આ ગરીબ લોકો કોના પાસે ફર્યાદે જાય ? તેની દાદ કોણ સાંભળે? મુખ્ય સાહેબ પાસે દાદ લાગવાની. પણ ગામડાની

જે ભુત જેવી સ્વારીઓ તે સાહેબને જોઈનેજ ત્રણ ગાઉ ભાગી જવાની! ત્યારે તેના પાસે જઈ બોલવાની વાત તો કયાંથીજ બને! વારૂ, કદાચને વહિવટદાર, ફોજદાર પાસે ફર્યાદ જાય, તો અમારા ઉપર ફર્યાદ લેવાની તેઓની તાકાતજ કેવી ! આ પ્રમાણે ગામડાંના લોકોને જે ત્રાસ થાયછે, તેનું વર્ણન કરવાને મારી કલમ બીલકુલ ચાલતી નથી. કોઈ એમ કહેશે કે, દેશના બંદોબસ્ત સારૂ આ સ્વારીઓ જરૂરની છે. તેઓને હું એવો સવાલ કરૂંછું કે, એકાદ તાલુકામાં ચાર પાંચ વર્ષ સુધી કે એક બે વર્ષ સુધી સ્વારી ન ગયાથી, ત્યાંના લોકો સ્વારી આવવા માગણી કરે છે કે કેમ? ના, કદી નહીં. એ સ્પષ્ટ દેખાયછે. જમાબંદીના સંબંધમાં જોઇએ તોપણ આ સ્વારીઓનો ખપ નથી; કારણ કે, જમીનની માપણી થઈને વિઘોટી બંધાયેલ છે; તે એકુતો જાણેછે; તેની વસુલાત તળાટી કરીને, રીતસર સરકારના ખજાનામાં પૈસો આવેછે, એવો નિયમ બંધાપેલો છે તેમાં ભાંજગડ થવાનો સંભવ નથી. નેહેર વિગેરેનું કામ વહિવટદારો જુવેછે. તેમા ખુદ સાહેબનું કામ નથી. એટલું છતાં, ગામનું કે તાલુકાનું કામ જોવાનું હોયતો, તે કાગળ પત્ર લાવીને તથા પટેલ તળાટીને બોલાવી જોવામાં આવેછે. એમાં ઘણી અડચણ નથી. સારાંશ, હાલની રાજ્ય પધ્ધતિમાં સ્વારીયોનું જે પ્રકરણ છે, તે કેવળ નિરૂપયોગી છે; આથી ગરીબ રૈયતને સંતાપ થાયછે, અને ભથા બાબતથી સરકાર ખજાનાને ઘણું નુકસાન થાયછે. આ વાતનો આપ જરૂર જરૂર વિચાર કરશો; ઉપેક્ષા કરતા નહીં. 'પ્રજાને સંતોષ એજ અમારા રાજ્યની મજબૂતી,' એવું જે કૃપાળુ રાણી સાહેબના જાહેરનામામાં છે, તે કેવળ ખરૂંછે. અને આ સંતોષથીજ આ સ્વારીઓ બંધ કરવી જોઇએ કદાચિત જરૂરીયાત કારણે અમ લદાર સાહેઓની સ્વારીઓ જીલ્હામાં જવી જોઇએ. આવા જરૂરી પ્રસંગ ઘણાજ થોડા આવેછે.

મહારાજ, હવે મારા કર્મની કથા સમાપ્ત થવાનો વખત આવ્યો છે. જે મને પોતાના અનુભવથી જાણવામાં આવેલું છે, તે મેં અહીંઆ ટુંકામાં અને મોઘમ કહ્યુંછે. આનો મુખ્ય હેતુ એટલોજ છે કે, આનાથી મારા જેવા અવિચારી માણસે, સાહેબ અમલદારોએ, અને અમારા દયાળુ ઇંગ્રેજ સરકારે સાવધ રહેવું, અને પોતાનું ભલું થાય તેમ કરવું. હું મારૂં પોતાનું જે રોદણું રોયો તે સર્વે શિરસ્તેદારોનું છે, એવું હું કહેતો નથી. કેટલાક શિરસ્તેદારો પરમેશ્વરની બિહિક રાખી ચાલવા વાળા અને અનીતિ ન કરે એવા છે. આવા જે સર્વે શિરસ્તેદારો હોય, તો તેઓને ખરૂં સુખ પ્રાપ્ત થઈને રૈયત પણ સુખ પામશે. પણ જો સર્વે આવા રામદાસ સ્વામિ નિકળે, તો આ લોકમાં અપ્રતિષ્ઠાનો ભાર કોણ ઉપાડે! આ કારાગ્રહમાં કોણ વાસ કરે! અને જમપુરીમાં કેને જવાનો વખત આવે! હર હર! મિત્રો, સાવધ થાઓ, સાવધ થાઓ! અરે દ્રવ્ય લોભની આશાએ પાપમાં પડતા નહીં! વાજબી રીતે જોશો, તો એમાં કાંઈ લાભ નથી. મિત્રો, પાપ કરતાં "આ પાપછે" એવું જે મનમાં સહેજ આવેછે, તેને એક કોરે મુકીને ન કરવાનું કરતા નહીં. એક વાત ખરેખર ધ્યાનમાં રાખો કે, પાપ કદી છુપું રહેતું નથી; તે હરકોઈ વખત ખુલ્લું થાયછે. અને તેનું ફળ ભોગવવું પડેછે. તેને વાસ્તે જરા ઇતિહાસ તરફ નજર કરી જોશો, તો તમોને જોઇએ તેટલા દાખલા મળી આવશે. મારો દાખલો પોતેજ જેવો તેવો નથી! અરે, મને આવી સ્થિતિ પ્રાપ્ત થાય, એવું મારા અગર મારા મિત્રોના સ્વપ્નમાં આવ્યું હશે કે? પરંતુ જુઓ, હાલ મારી દશા કેવી થએલી છે તે! મિત્રો, એક વિદ્વાન ગ્રંથકારનું કહેવું એવું છે કે, "આ જગતમાં સાધારણ રીતે સુખ કરતાં દુઃખ વધારેછે." એ ખરૂંછે. એવામાં વળી જ્યારે આપણે વધારે દુઃખોત્પાદક આચરણ કર્યું, ત્યારે અતિશય દુઃખ થયા વિના રહેશે કે? અરે, પહેલું તો કાંઇ ઉત્પન્ન નથી; એક તો

કરજવાન; અને તેમાં જો આપણે નાહાના પ્રકારના ઢોંગ કરવા માંડયા, તો ભયંકર દુર્દશા શા સારૂ ન થાય ?

હે પરમેશ્વર, હે દીન દયાળ, સમર્થ, પ્રભુ, તારી પાસે હવે એટલીજ અરજ કરૂંછું કે, મારા સર્વે અપરાધ ક્ષમા કર; અને બાકીની જીંદગીમાં મારૂં ચિત્ત તારા તરફ લાગે; મારાથી તારૂં હમેશ ભજન થાય; અને અજામેળ વિગેરેને જેવી રીતે છેવટ સદગતિ આપી, તેવીજ રીતે મને આપ! હે દયાસિંધુ. મારી ઊપેક્ષા ન કર. હવે આ અઘોર કર્મમાંથી મને તારનાર તારાવિના બીજો કોઇ સમર્થ નથી !

મનહર છંદ.

આર્ય બંધુ સુનો આપ પ્રત્યક્ષ પ્રમાન એ છે.
બંધુ મીત્ર દારા સુત સજન કેવાય છે.
તે તો સર્વ નાશવત તૃષ્ણાની લગામ એ છે.
જેથી મોહપાસ બધો જીવતો બંધાય છે.
આશા છે અખંડ દુઃખ નિરાશા છે પર્મ સુખ.
માયાનો પ્રપંચ મોટો મન અકળાય છે.
વિષયાનંદ છાંડીને બ્રહ્માનંદ માન્ય કર.
તો તો અનંતાનંદ સેજે સમજાય છે!

સમાપ્ત.

# જાહેરખબર.

## ઉત્તમ ગુણદાયક ઓષડો:

ઉત્તમ વૈદકશાસ્ત્રમાં પ્રાચીનને પ્રૌઢગ્રંથોની કૃતીપ્રમાણે ઘણો કાળને ઘણો શ્રમ જેમાં પડેલોછે એટલુંજ નહીં પણ ઘણાં વર્ષનો અનુભવ લઈ ઉત્તમ ગુણકારક નીચેના ઔષધો અમે તૈયાર કરેલાંછે તે અમારી પાસેથી અગર કાલકાદેવીનાં રસ્તા ઉપર વિવિધજ્ઞાન આફીસમાંથી વેચાથી મળશે પણ રોકડા પૈસા મોકલી મંગાવ્યા સીવાય રવાના કરવામાં આવશે નહીં.

**कानोजी जयराम.**

મેડીકલ પ્રાકટીશનર.

દવાખાનું મુંબઈ કાળકાદેવી ઘર નં૦ ૨૯.

१. उधरसनी गोळीओ.– દીવસમાં સવારે બપોરે ને સાંજરે એક એક ગોળી ગળી ઉપર પાણી પીવું. મધ અગર સાકર સાથે ગોળીઓ લીધી હોયતો ઘણોજ ફાયદો કરેછે, ત્રણ દીવસમાં ફાયદો વર્તાયછે. અને હળવે હળવે ઉધરશ તમામ બંધ થાયછે. કીંમત ૧૨ ગોળીના ૧૨ આના.

२. धातुवर्धक गोळीओ.– હરરોજ રાત્રે સુતાં પહેલાં એક ગોળી સેવન કરી ઉપર દુધ લેવું. આઠ દીવસ સેવન કર્યાથી ઘણો સારો ફાયદો વરતાયછે સ્નાયુ અને મગજને આ ગોળીઓ પોતાના નામ પ્રમાણે ઘણો ગુણ આપેછે. પ્રમેહ હોય તો પણ આ ગોળીઓ લેવાને હરકત નથી. કીંમત ૧૨ ગોળીનો દોઢ રૂપૈઓ

૩. "प्रदर".– (સ્ત્રીઓને યોનીદ્વારાએ ધોળો અને લાલ પદાર્થ ) પડેછે તે નાશકારક ફાકી.

ઘણી સ્ત્રીઓને પ્રદર એટલે યોનીદ્વારાએ ધોળો અને લાલ પદાર્થ પડેછે, તે અથવા મરાઠીમાં જેને ધુપણી કહેછે તે રોગ ઘણો ખરાબ અને તેથી સ્ત્રીઓ ઘણી દુબળી અને નિર્બળ બની જાયછે. તેઓએ જરૂર આ ફાકીનું સેવન કરવું. થોડા દીવસનો ઉત્પન્ન રોગ હશે તો માત્ર ત્રણ દીવસમાં સારૂં થાશે,પણ ઘણા દીવસનો રોગ હશે, તો સાત દીવસથી ચૌદ દીવસ સુધી આ ફાકીનું સેવન કરવું પડશે. દરરોજ સવાર સાંજ એક એક પડીકું છ તોલાં છાશ અગરં ચોખાના ધોણમાં લેવી.

કીંમત ૧૨ પડીકાંનો રૂ.) એક.

૪. बरोल उपरनी गोळीओ.– સવારે બપોરેને સાંજે એક એક ગોળી પાણી સાથે ગળી જવી શકતી વિગેરે ક્ષીણ નહીં થતાં થોડાં રોજમાં બરોળ હળવે હળવે ગળી જાયછે. કીંમત ૧૨ ગોળીનાં ૧૨ આના.

૫. अटकाव (दास्तान) बराबर आवे तेवी गोळीओ.– સ્ત્રીઓને દર એક મહીને નીયમીત (નીયમસર) અટકાવ આવવો એ વાત સ્ત્રીઓની પ્રકૃતીને ને તેનાં ગર્ભની સ્થિતિને ઘણી અગત્યની છે આ સ્રાવ નિયમસર ન થવાથી ઘણાં પ્રકારની વ્યાધીઓ સ્ત્રીઓનાં અંગમાં ઉત્પન્ન થાયછે. તે વખતે પિડિત સ્ત્રીઓએ આ ગોળીઓનું સેવન કરવાથી અટકાવ બરાબર નિયમસર આવેછે ને પ્રકૃતી સુધરેછે આ ગોળીઓ પાણીસાથે સવાર સાંજ લેવી. આસરે બે માસ સુધી લેવાથી વિકાર દૂર થાયછે અને શક્તિ આવેછે- કીંમત ૩૬ ગોળીના ૨ રૂપૈઆ.

૬. हर्ष.– હરસ ઉપર ચૂર્ણ તથા મલમ. આ ચુર્ણ સવારે ને સાંજરે મધ અગર સાકર સાથે લેવું અને દુખાવો હોય ત્યાં મલમ લગાડવો આથી થોડા દીવસમાં હરસનો વ્યાધી જાયછે. કિંમત આઠ દીવસના ચુર્ણ તથા મલમનો ૧ રૂપૈઓ.

૭. રેચક ગોળીઓ.—ઝાડો સાફ નહીં થતો હોય અથવા મળશુદ્ધી સાફ રાખવાને કે આગળનો ઝાડો સાફ નહીં થવાથી શરીરને જડેલો અંદરનો વિકાર એ તમામનો નાશ કરી પ્રકૃતી આગળની સારી સ્થિતિપર લાવવાનો આ ગોળીઓથી નીઃસંશય ફાયદો થાયછે. આ ગોળીઓ રાત્રે સુતા વખતે થંડા પાણીમાં લેવી.

દરદીની વીશ વર્ષ ઉપરની ઉમર હોય તો... ૨ ગોળીઓ.
દસની ઉપર અને વીશ વર્ષની અંદર હોય તો.... ૧ ગોળી.
દસ વર્ષની અંદર હોય તો ॥ ગોળી.

કીંમત ૧૨ ગોળીની શીશી ૧ ના ૧૨ આના.

૮. પ્રમેહનું ઔષધ.— એ દવા પ્રવાહી છે. એક શીશી ચાર દીવસ ચાલેછે. એક દીવસમાં ત્રણ વખત લેવી એ પ્રમાણે ત્રણ રોજ લીધાથી પ્રમેહ ખાત્રીથી બંધ થાયછે. કીંમત દર શીશીનો ૧ એક રૂપૈઓ.

આ વીકાર ઉપર ગોળીઓ છે. તેમાંથી રોજ ત્રણ લેવી. કીંમત ૧૨ ગોળીના ૧૨ આના.

૯. સુંઠનો અર્ક.— પેટનો ફુલાવો તથા દુખાવો અજીર્ણ અતીસાર અને જઠરસંબંધી પીડા આ અર્કથી દુર થઈને ભુખ લાગેછે. શરીરે ચોળવાથી ગર્મી ઉત્પન્ન થઈ શરદી બંધ થાયછે. દાંત દુખતા હોય અથવા માથું દુખતું હોય ને આ અર્ક ચોળે તો તમામ દુખાવો બંધ થાયછે (પ્રમાણ) પાંચ ટીપાથી વીસ ટીપાસુધી પાણી સાથે આપવો. કીંમત દર શીશીના ૬ આના.

૧૦. પાચક ગોળીઓ.—ભારે અન્ન અગર અતિ ભોજનથી જઠરા વિક્રત થઈ શરીરની તથા મનની હુશીઆરી જતી રહેછે. અને બીનકાળજીથી બીજા ઘણા વિકારો ઉત્પન્ન થાયછે. આવા પ્રસંગે આ ગોળીઓ ખાધાથી ઘણોજ ફાયદો કરેછે. પાચનક્રિયા સુધરીને મળશુદ્ધી સાફ થાયછે. વીગેરે, એક ગોળી ભોજન પેહેલાં અગર પછી ગળીને તે ઉપર દુધનો ઘુંટડો ભરવો.

કીંમત ૧૨ ગોળીના ૧૨ આના.

૧૧. माहामारी.– ( વાયુ અથવા કાગળીયું ) આ દરદ ઉપરનું ચુર્ણ આ ઓસડથી કાલેરાના સપાટામાં આવેલાં ૧૦૦ માણસ પૈકી ૯૫ માણસ તમામ સારી સ્થિતિમાં આવ્યાનો અનૂભવ મળેલોછે. આ ચુર્ણ એક માસાભાર એક એક કલાકે લસણના થોડા રસમાં આપવું. પેટ ફુલેતો સીંધાલુણ તોલા ૨ અને ગંધારોવજ એક તોલો એનો એક શેર પાણીમાં ઉકાળો કરી તે પાણી ઉલટી થાય ત્યાં સુધી આપવું. કીંમત ૧ શીશીનો એક રૂપૈઓ.

૧૨. फास्फरसनी गोळीओ.– આ ગોળીઓ દરરોજ બે પ્રમાણે બાર દીવસ અગર એક માસસુધી લીધાથી ધાતુવૃદ્ધી કામોદ્દીપન રકત એટલે લોહીની શુદ્ધી થઈ શકતીની વૃદ્ધી થાયછે; એટલુંજ નહી પણ ખરાબ મગજ અને બગડેલી શારીરની માનસીક પ્રકૃતી પણ સુધરી સારી અસલ સ્થીતીમાં આવેછે. કીંમત ૨૪ ગોળીનો ૧।। રૂપૈઓ.

૧૩. तजनो अर्क.– પેટનો ફુલાવો પેટમાં દુખવું અજીર્ણ અતીસાર અને જઠર સંબંધી પીડા (વ્યથા) આપાણીથી દુર થાયછે. સ્ત્રીઓને રકતશ્રાવ ( અટકાવ ) અથવા પ્રસુતી વખતે છુટા છેડા થવાને હરકત થવા લાગે તો આ અર્કનો ઉપયોગ કરવાથી તે હરકત દુર થાયછે. પ્રકૃતીના બિગાડ ઉપર વિચાર કરી એક ચમચાથી ચાર ચમચા સુધી પેટમાં આપવા હરકત નથી. કીંમત દર શીશીના ૬ આના.

૧૪. हरस ऊपरनी गोळीओ तथा मलम.– સવારે બપોરે અને સાંજરે દરેક વખતે એક એક ગોળી લેવી અને દુખવાની જગોએ મલમ લગાડતા જવું તેથી ઘણા દીવસનો વિકાર હશે તો પણ સડાકા અને બળતરા કમી થઈ રકતશ્રાવ ( લોહીનું ઝરવું) બંધ થઈ એકાએક વ્યાધી નિરમુળ થશે. કીંમત આઠ દીવસની ગોળીઓ તથા મલમના ૧।।। પોણા બે રૂપૈઆ.

૧૫. સાર્સાપેરેલા.—આ ઓસડ લોહીની શુદ્ધી તથા વૃદ્ધિ કરનાર છે દેશીવનસ્પતીની જડીઓમાંથી તૈયાર કરેલછે તેથી તે અતીગુણકારી છે જમ્યા પહેલાં એક ચમચો ઓસડ થોડા દુધમાં લેવું. કીંમત એક શીશીને દોઢ રૂપૈઓ.

આર્યવૈદક શાસ્ત્રની સહાયથી તૈયાર કરેલી અમોએ નીચે લખેલી રસાયન ઔષધો નીચે લખેલી કીંમતથી મળશે.

સુવર્ણમાલીની વસંત.........
............દરતોલે ,,૨૨૦)
પ્રવાળની ભસ્મ... ,,૨ ૩)
બંગની ભસ્મ...... ,,૨ ૬)
મંડૂર ............ ,,૨ ૩)
ગંધક રસાયન...... ,,૨ ૬)
અભ્રક હજાર પટની...,,૨૩૦)
જિર્ણજ્વરની ગોળી...,,૨ ૨)
બાળાગોળી .........,,૨ ૨)

૧૬ તાવની ગોળીઓ.— હરકોઈ જાતનો તાવ આ ગોળીઓ લીધાથી જાયછે. એક દીવસમાં ત્રણ વખત ત્રણ ગોળીઓ તાવ આવવા પહેલાં લેવી, કીંમત ૧૨ ગોળીનો ૧ રૂપેઓ.

૧૭. લાઈમ• વાટર.— પેટ અંદરની ખટાસ અજીર્ણ અતીસાર એ સર્વ બંધ કરવાને આ પાણી ઘણું ઉત્તમ છે દુધ સાથે મિશ્રિત કરીને આપ્યાથી જઠર ક્ષત ( જઠર અંદરનો જખમ અને ક્ષય ) એ સહુ આ પાણીથી નાશ થાયછે. ખનીજ અને આકશાલિક આસીડથી થયેલાં વીષનો નાશ કરવાને આ પાણી ઘણુંજ ઉપયોગી છે. વળી શરીર ઉપરના જખમ ઉપર બાહાર લગાડવાને જેમ ઘણું કામનું છે તેમ નાના છોકરાને ગાયના અથવા બકરીના દુધ સાથે આ પાણી મીશ્ર કરીને પાવાથી બહુ ફાયદાકારક છે. કીંમત શીશીના ૪ આના.

૧૮. પેપરમીટનું અર્ક.— ગુણ—પેટનો ફુલાવો, દુખાવો, અજીર્ણ, અતીસાર અને જઠર સંબંધી વ્યથા એ તમામ આ અર્કથી દુર થઇ ભુખ સારી લાગેછે. કીંમત દર શીશીના ૬ આના.

૧૯. ડીલૅવાટર.– પેટમાં ફુલાવો પેટમાં દુખવું અજીર્ણ અતીસાર જઠરાગ્નીની પીડા એ તમામ આ પાણીથી નાશ પામેછે; એટલુંજ નહી પણ આ પાણી બાળકોને ઘણુંજ ઉપયોગી છે જેવી પ્રકૃતી તે ઉપર સુમાર રાખી તે પ્રમાણે એક ચમચાથી ચાર ચમચા પેટમાં આપવું. કીંમત શીશીના ૬ આના.

૨૦. પેટનો દુખાવો તથા મરડા-ઉપરની ગોળીઓ.—આ ગોળીઓ દીવસમાં ત્રણ વખત લેવી. ફકત ત્રણ દીવસમાં ફાયદો થઇ પ્રકૃતી સુધરેછે, કીંમત ૧૨ ગોળીના બાર આના.

૨૧. હાડ ગંભીર.– નાસુર કાળ પુળી (પાકુ) ઘણા દીવસના જખમ ઉપરલગાડવાનો મલમ. કીંમત દર ડબીના ૪ ચાર આના.

# જાહેર ખબર.

બાહાર ગામ રહેનારા લોકોનાં સુખ સારૂં કમીશન ( હક-સાઈ ) લઈ માલ રવાના કરવાની નવી ગોઠવણ.

દેશાવરના લોકોને દવા સંબંધી સામાન મંગાવવો પડેછે. તે સારો, ચોખો, અને વાજબી કીંમતે તેમજ વખતસર મળવાની ઘણીજ અડચણ પડેછે. તે દૂર કરવાના હેતુથી હાલમાં અમોએ કાળકાદેવીના રસ્તા ઉપરે ઘર નં૰ ૨૯માં દુકાન ઉઘાડી છે.

દવા શિવાય બિજી સર્વે જાતનો સામાન દેશાવરના લોકોને મેળવવાની ઘણીજ અડચણ પડેછે. એવું મારા તથા મારા મિત્રોના વિચારમાં આવ્યાથી અને ઘણા મિત્રોની સુચના ઉપરથી અમોએ એવી તજવીજ કરેલી છે કે મુંબઈમાં મળતો સામાન કસીને ખરીદી તથા બિજો જે વિલાયત વિગેરેથી મંગાવવો પડે, તે ગુણ થાય તેવી રીતે મંગાવી, સઘળી જાતનો સામાન માફક હકસાઈ લઈ, જેમ બને તેમ જલદી મોકલવામાં આવશે.

સામાન મંગાવનાર લોકોએ નિચેની વાત ઉપર ધ્યાન આપવું.

૧ નાટપેડ કાગળ લીધામાં આવશે નહીં.

૨ કાગળના જવાબ સારૂં ટિકટો મોકલવી; નહીં તો જવાબ ન મોકલવાનું જોખમ અમારે શીર નથી.

૩ સામાન મંગાવતી વખત હુંડી વિગેરેથી અગર બિજી રીતે મુંબઈમાં પૈસા મળવાની ખાત્રી કરી આપવી.

કમીશન (હકસાઈ) નો દર માફક રાખેલો છે, તે નિચે પ્રમાણેઃ--

| | | | |
|---|---|---|---|
| ૨૫ રૂપેયા સુધી | દર રૂપૈયે | ૧ | આનો. |
| ૨૫ થી ૧૦૦ સુધી | સદર | ½ | આનો. |
| ૧૦૦ થી ૩૦૦ સુધી | શેંકડે | ૨ | રૂપીયા. |
| ૩૦૦ ઉપર | શેંકડે | ૧॥ | રૂપૈયા. |

**કાનોજી જેયરામ.**

પત્તો—કાળકાદેવી, ઘર નંબર ૨૯.

તા૦ કલમ.—આગરામાં તૈયાર થતી સુંદર સુતરાઉ સેતરંજી-
ઓ તેમજ ફર્રુખાબાદની જેલમાં થતા સામાન પઈકી મુંજની
રંગીન ચટાઈ (સેતરંજીના જેવી) તેમજ સુંદર રંગના સુતરાઉ
તથા ઉનના ગલીચા, રંગીન કામળીઓ, ઈત્યાદી કોઈને જોઈતી
હોય તો મંગાવી આપવામાં આવશે. દર વીગેરે બાબત પત્ર
વેહેવાર હમારા નામથી રાખવો.

કા૦ જે૦

---


પુસ્તકો વેચવાને તયારછે.

| | |
|---|---|
| સંયોગજન્યરોગ કિં૦ ટપાલસુધાં. ... ... | ૧–૧૪ |
| શિરસ્તેદાર કિં૦ ટપાલસુધાં ... ... ... | ૦–૬–૬ |


---

મુંબઇ "નિર્ણયસાગર" પ્રેસ.

. સામ

## રવાના કરવાના ગાઠવણ.

(બાહાર ગામના રેહેવાશી લોકોને પડતી અડચણો દુર થવા સારૂ.)

બાહાર ગામના રેહેવાસી લોકોને કેટલીક અડચ પડેછે તે નપડવાને માટે અમોએ જુજ કમીશન સામાન રવાને કરવાનો તજવીજ કરીછે. તેટલા સ બાહારગામના રહેનારા સર્વ લોકોને વિનયપૂર્વક સુચ કરવામાં આવેછે કે. અમારા તરફ રોકડા પૈસા મોક વાથી માલ રવાના કરવામાં આવશે.

કમીશનનો દર માફક રાખેલો છે. તે નીચે પ્રમાણે:

| | | |
|---|---|---|
| ૨૫ રૂપૈયાસુધી......... | દર રૂપયે. | ૧ આનો. |
| ૨૬ થી ૧૦૦ સુધી..... | દર રૂપયે. | ½ આનો. |
| ૧૦૦ થી ૩૦૦ સુધી .... | સેંકડે. | ૨ રૂપીઆ |
| ૩૦૦ ઉપર ............... | સેંકડે. | ૧॥ રૂપીઆ |

ઠી. મુંબઈ, કાળકાદેવી, ઘર નં૦ ૨૯.

**કાનોજી જયરામ**